"વિવિધ ગ્રંથમાળા"નો વિશેષાંક REGISTERED No. B. 1905

વર્ષ ૧૮ મું
સં. ૧૯૮૪

# વિવિધ ગ્રંથમાળા

વધારાનો
અંક

ચાલુ સાલના પૃષ્ઠ ૧૬૦૦, [illegible] પાકાં પુઠાં ૫)
તંત્રી અને ૨ [illegible] ( [illegible]

# પ્રેમમય જીવન

અનુવાદકઃ મણિલાલ નથુભાઈ દોશી. બી. એ.

સાદુ પૂંઠું ૭ આના, પાકું આઠ આના.

પ્રસિદ્ધિસ્થાન—સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદ
ભદ્રપાસે

મુંબઈ-૨
કાલબાદેવી

"વિવિધ ગ્રંથમાળા"નો ભેટઅંક

# प्रभुमय जीवन

રાલ્ફ વાલ્ડો ટ્રાઈનના 'ઇન ટયૂન
વિથ ધી ઇન્ફિનિટ'નો સ્વતંત્રાનુવાદ કરનાર
**શ્રીયુત મણિલાલ નથુભાઈ દોશી.**
બી. એ. રતનપોળ-અમદાવાદ.

**सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी**
સંપાદક અને પ્રકાશકઃ-ભિક્ષુ-અખંડાનંદ
**અમદાવાદ અને મુંબઇ-૨**

આવૃત્તિ ત્રીજી, પ્રત ૫૩૦૦. સંવત ૧૯૮૫ કુલ પ્રત ૧૨,૮૦૦

સાદું પૂંઠું ૭ આના, પાકું આઠ આના.

# આ આવૃત્તિવિષે બે બોલ

જે જ્ઞાન અને ચારિત્રને મેળવનારો મનુષ્ય સર્વ પ્રકારે સુખી અને કલ્યાણભાગી થઇને સજ્જનોમાં પણ વંદાય-પૂજાય છે; એવી સર્વોત્તમ અને સ્થાયી સંપત્તિના અભિલાષી સજ્જનો માટે આ પુસ્તક કેટલું બધું ઉપયોગી અને વાંચવા-વિચારવા જેવું છે, તે વાત આ પુસ્તક જેણે એક વાર પણ કાળજીપૂર્વક વાંચ્યું હશે કે વાંચશે, તેને આપોઆપજ જણાઈ રહેશે. મૂળલેખક એવા શ્રેષ્ઠ જ્ઞાન અને ઉત્તમ રહેણીકરણી વિષે આ પુસ્તકમાં જે સરસ માહિતી અને સમજૂત આપે છે, તે કાંઈ ગોખણીયું જ્ઞાન કે પંડિતાઇ દર્શાવવાને નથી આપતો; પરંતુ પંડે તે શુભમાર્ગે ચાલી અનુભવસિદ્ધ બનીને માત્ર લોકકલ્યાણ સધાવવા સારૂ આપે છે. આ પ્રમાણે આ પુસ્તક જે યોગ્યતાથી અને લોકહિતની લાગણીથી લખાયું છે તથા એમાં સાચી ઉન્નતિનો સાદો, સીધો અને સુંદર માગ જેવી કાળજીથી, અસરકારક રીતે અને અનેક પ્રકારે સમજાવ્યો છે, તેથીજ આ પુસ્તક જગતની અનેક ભાષાઓમાં ઉતારાઇને પુષ્કળ પ્રચાર પામ્યું છે.

એ સાધુચરિત પુરુષ શ્રીયુત "રાલ્ફ વાલ્ડો ટ્રાઇન"ના આવા ઉત્તમ ગ્રંથનો લાભ જે જે ગુજરાતી પાઠકો જ્યારે જ્યારે લે, ત્યારે ત્યારે તેઓ પણ એ મહાત્માને પૂજ્યભાવે યાદ કરીને સ્મરણાંજલિ આપવા નહિ ચૂકે, એવી આશા છે.

આ મૂળ પુસ્તકનું નામ પ્રથમ તો પંડિત ફ. ક. લાલનજી પાસે વખાણ સાથે સાંભળેલું. પછી એનું એક મરાઠી ભાષાંતર હાથમાં આવેલું. પછી ગુજરાતીમાં પણ એ ગ્રંથ પ્રસિદ્ધ કરવા વૃત્તિ થઇ; પણ કોઇ લાયક સજ્જનને શોધીને એવાં કામ સોંપવાનો સમય મળેલો નહિ. દૈવયોગે શ્રી. મણિલાલ દોશી અનાયાસે મળી આવ્યા અને આવાં પુસ્તકોના તેઓ ખાસ પ્રેમી જણાયા. એ બંધુએ આ પુસ્તકનો અનુવાદ અવકાશે અવકાશે બનતી કાળજીપૂર્વક કરી આપ્યો. પછી એમાં સરળતા અને સ્પષ્ટતા લાવવા સંશોધન પણ કરાયું; છતાં હજી પણ એવા યત્નની જરૂર જણાતી હતી. ઇચ્છા છતાં બીજી આવૃત્તિ વખતે સમય મળ્યો નહિ; એટલે આ આવૃત્તિ તો અવકાશે અવકાશે જ્યારે પણ એવો યત્ન થઇ રહે, ત્યારેજ પ્રસિદ્ધ કરવાનું રાખ્યું હતું. એને પરિણામે આમાંનો મહત્ત્વનો વિષય (સમજવામાં) કાંઇ પણ સરળ-સ્પષ્ટ થયો હોય,

તો તેમાં ખુબી તે પરમ સુહૃદ્ સર્વેશ્વરની છે; અને આથી વિશેષ સરળતા નહિ આવવા વગેરેની ખામી આ સેવકની છે.

આ પુસ્તકમાં કેટલાંક વાકય કાળા અક્ષરમાં છાપેલાં છે; પણ એ ઉપરથી એમ ન સમજવું કે, માત્ર એટલાંજ વાકય મહત્ત્વનાં છે. એ ઉપરાંત પણ અનેક વાકય અગત્યનાં અને ખાસ ધ્યાનમાં રાખવા જેવાં છે.

શિવરાત્રી–૧૯૮૫ ભિક્ષુ–અખંડાનંદ

# ગ્રાહકોપ્રત્યે એક ભિક્ષા

આ પુસ્તકની પહેલી આવૃત્તિ (૧૯૭૨માં) વિવિધ ગ્રંથ-માળાદ્વારા નીકળેલી, છતાં આ આવૃત્તિ પણ પ્રત્યેક ગ્રાહક તરફ મોકલાય છે; તે વાર્ષિક ૧૬૦૦ પૃષ્ઠોમાં નહિ પણ વધારાના અંક-તરીકે, તથા નીચલા કારણથી અને હેતુથી મોકલાય છે.

૧–આમાંનો ઉપયોગી વિષય આગલી આવૃત્તિઓ કરતાં સમજવામાં બને તેટલો વધારે સહેલો અને સ્પષ્ટ થયેલો છે.

૨–આવા પ્રકારનાં બીજાં પણ અનેક પુસ્તક છે, પરંતુ આ પુસ્તકમાં સમજાવાયલો વિષય એવી તો સાદી રીતે, અસરકારક રીતે, વિસ્તારથી અને વિવિધ રીતે સમજાવેલો છે કે તે કોઇ પણ સજ્જનના હૃદયમાં આબાદ ઉતરી જાય છે. દાખલાતરીકે તેમાં આ વાત પણ સમજાવી છે કેઃ–જ્ઞાનચારિત્રની શુદ્ધિવૃદ્ધિનું, સાચી ઉન્નતિ અને તેની સાધનાનું, સદાકાળના સ્વારાજ્ય અને અપાર સુખ-સામર્થ્યનું, સર્વોપરિ ધન અને અનંત વૈભવનું, સર્વોત્તમ સ્વાર્થ અને મહાન પરોપકારનું; ઇ૦ ઇ૦ સર્વ બાબતોનું અને સર્વ પ્રકારનું સાચું સ્થાન, ઉંડું રહસ્ય અને આબાદ સાધન, એ બધું મનુષ્યના પોતાનાજ અંતરમાં અને પૂરેપૂરા અધિકારમાં રહેલું છે.

૩–આવી રીતે આ પુસ્તક શ્રેય અને પ્રેય (વ્યવહાર અને પર-માર્થ) બન્ને રૂડે પ્રકારે સધાય એવો સાચો અને સીધો માર્ગ દર્શાવી આપે છે; તથા તે માર્ગે નહિ ચાલવામાં રહેલી અજ્ઞાનતા અને મૂર્ખતાને છોડી દઈ તે સાચા, સરળ અને સુંદર રસ્તે ચાલવા-ની બહુ ડહાપણભરેલી તથા પ્રબળ પ્રેરણા આપે છે; તેથી આ પુસ્તક તરફ સર્વ કોઇનું ધ્યાન વધારે ખેંચાય એ આ પુસ્તક વિનામૂલ્યે મોકલવામાં મુખ્ય હેતુ છે.

૪–આવું ઉપકારક પુસ્તક જેમના જેમના ઉપર મોકલાય, તથા જે કોઇના હાથમાં આવે, (કદાચ તેમણે આગલી આવૃત્તિ વાંચી હોય તોપણ) એક વાર પણ આ આવૃત્તિ ખાસ કાળજી અને ધીરજપૂર્વક વાંચે–વિચારે; તથા બની શકે તો આ પુસ્તકથી અજાણ્યા હોય એવા સજ્જનોને વાંચી સંભળાવીને તથા વાંચવા આપીને સ્વાર્થ સાથે પરોપકારનો પણ લાભ ઉઠાવે.

એ પ્રમાણે એક વાર વાંચ્યા પછી જે બંધુઓને આ આવૃત્તિ વધારે ઉપયોગી અને વારંવાર વાંચવા–વિચારવા જેવી જણાય, તેઓ આજ પુસ્તક પોતાની પાસે રહેવા દે, અને (જો યોગ્ય લાગે તો) તેમની પાસે આગલી આવૃત્તિ હોય તે બીજા કોઇ આવા પુસ્તકના પ્રેમીને અથવા પુસ્તકાલયને ભેટ આપે; અને જેમને આ પુસ્તક એટલું ઉપયોગી ન જણાય, તેઓ આ નવી આવૃત્તિજ તેના પ્રેમીને ભેટ આપવા મહેરબાની કરે.

આશા છે કે, જેમને જેમને આ પુસ્તક મળે તેઓ આ ભિક્ષુની આ યાચના સ્વીકારવારૂપ ભિક્ષા બનતાંસુધી તો આપશેજ; છતાં ના આપી શકે તેમને માટે પણ એજ કહેવાનું કે

**દે ઉસકા ભી ભલા, ન દે ઉસ્કા ભી ભલા!**

આ પુસ્તક દરેક ઉપર સાદા પૂંઠાનું મોકલ્યું હોત તોપણ ચાલત અને પાકાં પૂંઠાં માટે થનારો છસો સાતસોનો ખર્ચ ન લાગત. પરંતુ સાદા પૂંઠાવાળા પુસ્તક કરતાં પાકા પૂંઠાવાળાની આવરદા અનેકગણી વધારે હોવાથી આ દોઢગણો ખર્ચ કરી લેવો એજ ઠીક જણાયું છે.

---

# અનુક્રમણિકા

# અનુવાદકની પ્રસ્તાવના

( પહેલી આવૃત્તિ સમયની )

જગતના જીવો જ્યારે સ્થૂલ ભુવનની ક્ષણિક, દુઃખગર્ભિત અને મળ્યા પછી પણ તૃપ્તિ ન આપતાં સુખનાં બીજાં સાધનોની લાલસા ઉત્પન્ન કરતી વસ્તુઓ પાછળ રાતદિન ભમ્યા કરે છે, અને ખરૂં સુખ, શાંતિ અને આનંદ અનુભવવાના સત્ય માર્ગથી દૂર ભાગતા માલૂમ પડે છે; તે સમયે ખરી શાંતિ, શક્તિ, પ્રેમ, આરોગ્ય, આંતરપ્રતિભા વગેરે આત્માના શાશ્વત ગુણો તરફ લક્ષ દોરવા પ્રયત્ન કરવામાં આવે તો તે અતિ આવશ્યક ગણાવું જોઇએ.

મનુષ્ય પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી પોતાના સ્થૂલદેહ કે વાસના કે વિચારની સાથે પોતાનો અભેદ હોય એમ માની ઘણુંજ સંકુચિત, સ્વાર્થમય અને બળહીન જીવન ગાળે છે. પોતાનું ખરૂં સામર્થ્ય શું છે, તેનો તેને લેશ પણ ખ્યાલ નથી. પોતાના વિચારમાં કેટલું અનંત બળ છુપું રહેલું છે, તેનું તેને ભાન પણ નથી. ખાન-પાન, ધનપ્રાપ્તિ અને વંશવૃદ્ધિ કરવામાંજ જીવનની મહત્ત્વાકાંક્ષાની પર્યાપ્તિ થતી હોય, એમ જેઓને લાગે છે; તેઓનું જીવન કેવળ દુઃખમય, ક્લેશમય, અશાન્ત અને આનંદરહિત હોય તેમાં આશ્ચર્ય શું ?

જગતમાં એવા ઘણા મનુષ્યો છે કે જેઓની આંખપર સહજ પડળ વળેલું છે, તેઓને આ પુસ્તકમાં વર્ણવેલો કિંમતી બોધ અવશ્ય લાભકારી થશે એમ મને લાગે છે. આપણા પ્રાચીન તત્ત્વ-જ્ઞાનના સિદ્ધાંતો આ પુસ્તકમાં એવા તો સરળ રૂપમાં અને એવી તો સચોટ રીતે ઉપદેશવામાં આવ્યા છે કે જરા ઉંડો વિચાર કર-નારને તેનું સત્ય સમજાયા વિના રહેશે નહિ.

આત્મા-પરમાત્માની એકતાનો અપૂર્વ સિદ્ધાંત એ આ પુસ્તક-નું બીજ છે. જેટલા પ્રમાણમાં મનુષ્ય જ્ઞાનપૂર્વક તે એકતાનો સ્વીકાર કરી તેનો અનુભવ કરવા પ્રયત્ન કરે છે તેટલા પ્રમાણમાં પરમાત્મા-માં રહેલી શક્તિ, શાંતિ, આરોગ્ય, જ્ઞાન વગેરે તે પ્રાપ્ત કરી શકે છે.

આ અનુભવ કરવા માટે પ્રભુએ આપણને મોટામાં મોટું સાધન જે આપ્યું છે તે વિચારશક્તિ છે. મનુષ્ય પોતાની ભાવના પ્રમાણે સૂક્ષ્મ સૃષ્ટિ રચે છે, અને તે ભાવના વધારે દૃઢ અને નિય-મિત થતાં તે સૂક્ષ્મ સૃષ્ટિ સ્થૂળરૂપમાં પ્રકટ થાય છે. છાંદોગ્યોપનિ-ષદમાં કહ્યું છે કેઃ–**अथ खलु क्रतुमयः पुरुषः ।**

મનુષ્ય વિચારની કૃતિ છે; જેવો વિચાર કરે છે તેવો તે થાય છે.

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।** હે અર્જુન ! પ્રભુ સર્વના હૃદયમાં રહેલા છે. પાપીમાં પાપી અને મહાત્મામાં

પણ તેજ પ્રભુની શક્તિ કામ કરી રહેલી છે. ભેદમાત્ર ઉપાધિનો છે. સ્વરૂપમાં પ્રભુ અને મનુષ્ય એક છે; માટે મનુષ્યના સ્થૂલ કે સૂક્ષ્મ-શરીર તરફ નજર ન કરતાં તેની અંદર રહેલા પ્રભુ તરફ દૃષ્ટિ કરવાનું આ પુસ્તક શીખવે છે. જે મનુષ્ય આ પ્રમાણે પોતાનાં શરીરોની અંદર રહેલા પ્રભુને અનુભવે છે, તેજ મનુષ્ય બીજાઓનાં વિવિધ શરીરોમાં અને સર્વમાં રહેલા પ્રભુને જોવા સમર્થ થઇને પાપિષ્ઠ મનુષ્યથી પણ દૂર નહિ ભાગતાં તેને સીધે માર્ગે લાવવા સ્વાભાવિક પ્રેમથી દોરવાય છે.

"તમારા આત્મામાં રહેલા દિવ્ય સામર્થ્યમાં વિશ્વાસ રાખો; તમેજ તમારા ભવિષ્યના નિયંતા છો; તમારામાં મહાત્મા, ઋષિ, જગદુદ્ધારક, બુદ્ધ–તીર્થંકર–કે પેગંબર થવાનું બળ છુપું રહેલું છે તેને પ્રકટ કરો." એ બોધની ઉદ્‌ઘોષણા બહુ ભાર દઇને આ પુસ્તકમાં કરવામાં આવેલી છે.

પ્રિય વાચક ! આવી અનેક ઉત્તમ ભાવનાઓથી ભૂષિત અમૂલ્ય પુસ્તક લખવાનું પૂર્ણ માન તેના મૂળલેખક સાધુચરિત, જીવદયાના હિમાયતી રાલ્ફ વાલ્ડો ટ્રાઇન નામના એક અમેરિકન વિદ્વાનને ઘટે છે. તેઓ પ્રખ્યાત તત્ત્વવેત્તા ઇમર્સનના વિચારોના અનુયાયી છે, અને પૂર્વદેશની ભાવનાઓ પાશ્ચાત્ય સ્વાંગમાં તેઓ એવી તો મનોહરરૂપે અને સ્વાનુભવના બળ સાથે રજુ કરે છે કે આપણે તે ભાવનાઓને આપણી માતૃભાષામાં પાછી લાવવા આકર્ષાઇએ એ અસ્વા-ભાવિક નથી. આ 'પ્રભુમય જીવન' નામનું પુસ્તક તે વિદ્વાન અનુ-ભવી ગ્રંથકારે લખેલા "ઇન ટયુન વિથ ધી ઇન્ફિનિટ" નામના ગ્રંથનો અનુવાદ છે. શબ્દશઃ ભાષાંતર કરવા જતાં ભાવનાને ક્ષતિ પહોંચવાનો વિશેષ સંભવ રહે છે; માટે તે પુસ્તકની ભાવના-ઓને સમજી આપણી માતૃભાષામાં તે ઉતારવાનો આ પ્રયત્ન છે. તે કેટલે અંશે સફળ થયો છે, તે વિચારવાનું કામ વાચકવૃંદને સોંપું છું. જ્યાં જ્યાં ઉત્તમતા દેખાય ત્યાં સર્વ માન તેના મૂળલેખકને ઘટે છે. જ્યાં કાંઇ ન સમજાય અથવા અપૂર્ણતા લાગે ત્યાં દોષ આ લેખકનો છે, એમ માનવું.

મૂળ અંગ્રેજી પુસ્તકના નામનો શબ્દશઃ અર્થ કરીએ તો આ પુસ્તકનું નામ 'અનંત સાથે એકતા અથવા તો અનંત તત્ત્વ સાથે અભેદ' એને મળતો થાય છે, અને તેનોજ ભાવાર્થ લઇ 'પ્રભુમય જીવન' એ નામ રાખ્યું છે. રાવ બહાદુર રમણભાઈ મહીપતરામે એજ મથાળાવાળું જે ઉત્તમ કાવ્ય લખેલું છે, તે અત્ર મૂકવું ઉચિત ધારૂં છું.

**પ્રભુમય જીવન** (તોટક છંદ.)

મુજ જીવન આ પ્રભુ તુંથી ભરૂં, બલ દે, અભિલાષ હું એહ પૂરૂં;<br>
મુજ દેહ વિષે, વળી આત્મ વિષે, જડ ચેતનમાં પ્રભુ વાસ વસે,

મુજ રક્તવિષે, મુજ નાડીવિષે, મુજ દૃષ્ટિ વિષે, મુજ વાણી વિષે;
મુજ તર્ક વિષે મુજ કર્મ વિષે, પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિષે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં, પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં !
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું, બન પ્રેરક ચાલક શાસક તું.
ધરીને ઉરમાં રસની પ્રતિમા, જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા;
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે, અનુસારજ ચિત્ર પછી ચીતરે.
જયમ ચિત્રક એ મનમૂર્તિવડે, બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે, મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.
પ્રભુ મુદ્રિત અંકિત તું હૃદમાં, કૃતિ આ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રે', તુજ ઉજ્જ્વલ રૂપની ઝાંખી દિયે.

૧૯૦૨ માં આ પુસ્તક પ્રથમ મારા વાંચવામાં આવ્યું ત્યારથી એ પુસ્તકના વિચારોની ઉત્તમતા જોઈ તે પર મને સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન થઇ હતી. કારણકે તેમાં આર્યશાસ્ત્રોની મહાભાવનાઓ સાંકેતિક શબ્દોના વમળમાં નાખ્યા વિના બુદ્ધિ અને હૃદય બન્નેને રૂચે તેવા રૂપમાં પ્રકટ કરવામાં આવેલી છે.૧૯૧૪માં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના મંત્રી સ્વામીશ્રી અખંડાનંદજીની ઇચ્છાથી મેં તેનો અનુવાદ કરવાનું કામ હાથ ધર્યું, પણ અવકાશ ઓછો હોવાથી તે કામને ધાર્યા કરતાં વધારે વિલંબ થયો છે.

× × × × ×

આ અનુવાદ તૈયાર થયા પછી તે તપાસી તેમાં યોગ્ય ફેરફારો સૂચવવા માટે મારા સ્નેહી મિત્ર રા. રા. ગણેશ બચાજી સપ્રે બી. એ. તથા સ્વામીશ્રી અખંડાનંદજીનો આ સ્થળે હૃદયપૂર્વક આભાર માનું છું.

રતનપોળ, અમદાવાદ.
સં. ૧૯૭૨, જયેષ્ઠ કૃષ્ણપ્રતિપદા } **મણિલાલ નથુભાઈ દોશી.**

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૧૩ | સ્થલ જગત | સ્થૂલ જગત |
| ૩૯ | ૨૬ | આકષીએ | આકર્ષીએ |
| ૪૭ | ૨ | છો | છે |



# પ્રભુમય જીવન

## પ્રસ્તાવ

આ વિશ્વમાં બે પ્રકારના મનુષ્યો છે. કેટલાક શુભદર્શી હોય છે. તેઓ દરેક બનાવમાં શુભ પરિણામજ જુએ છે અને અશુભ-દર્શીઓ અશુભજ જુએ છે. પ્રકાશ અને અંધકારના જેટલો મોટો ભેદ આ બે પ્રકારના મનુષ્યો વચ્ચે હોવા છતાં તેઓમાંનો દરેક માણુસ પોતપોતાના દષ્ટિબિંદુથી અથવા અપેક્ષાથી ખરો છે. આથી આ દષ્ટિબિંદુજ દરેકના જીવનનું નિયામક છે; તથા એ જીવન બળવાન કે બળહીન બને, સુખી કે દુઃખી બને, અને વિજયી કે નિષ્ફળ નિવડે, તેનો સર્વ આધાર તેના પોતાના એ દષ્ટિબિંદુ ઉપરજ રહેલો છે.

શુભદર્શી મનુષ્ય દરેક વસ્તુ–સ્થિતિને તેને લગતા સર્વ સંયોગો તથા સંબંધો સહિત જોઈ શકે છે, ત્યારે અશુભદર્શી પુરુષ સંકુચિત દષ્ટિથી અને અમુક અપેક્ષાથી જુએ છે. વળી શુભદર્શીની સમજણુ જ્ઞાનના પ્રકાશથી જાગ્રત્ થયેલી હોય છે, ત્યારે અશુભદર્શી અજ્ઞાનમાંજ ગોથાં ખાતો હોય છે. બન્ને પ્રકારના મનુષ્યો પોતપોતાના અંતરમાંથીજ પોતપોતાની સૃષ્ટિ રચે છે અને તે રચનાનું ફળ કેવું આવશે, તેનો આધાર પણુ દરેકના પોતાના દષ્ટિબિંદુ-પરજ રહેલો હોય છે. શુભદર્શી મનુષ્ય પોતાના વિશેષ જ્ઞાન અને આંતરિક પ્રતિભાવડે પોતાને માટે સ્વર્ગની રચના રચે છે; અને જેટલા પ્રમાણુમાં તે પોતાને માટે સ્વર્ગ રચી શકે છે, તેટલા પ્રમાણુમાં આખા વિશ્વમાટે પણુ તે સ્વર્ગ રચવામાં સહાયભૂત થાય છે; ત્યારે અશુભદર્શી મનુષ્ય પોતાના અજ્ઞાન અને સંકુચિત વિચારને લીધે પોતાને વાસ્તે નરક રચે છે અને બીજા માણુસોને પણુ નરક રચવામાં સહાયક બને છે.

તમારામાં અને મારામાં–દરેકમાં કાં તો શુભદર્શીપણુાનો ગુણુ વિશેષ હોય છે અથવા તો અશુભદર્શીપણુાનો ગુણુ વિશેષ

હોય છે. આ કારણથી દરેક કલાકે આપણે કાં તો આપણે માટે સ્વર્ગ રચીએ છીએ કે કાં તો નરક બનાવીએ છીએ; અને જેટલા પ્રમાણમાં આપણે આપણે માટે સ્વર્ગ કે નરક રચીએ છીએ, તેટલાજ પ્રમાણમાં જગતને સારૂ પણ સ્વર્ગ કે નરક રચવામાં આપણે મદદગાર બનીએ છીએ.

સ્વર્ગ એટલે સંપ–ઐક્ય–સંગતિ–સંવાદ–વિશાળતા; અને નરક એટલે ભેદભાવ–અસંગતિ–વિવાદ–સંકુચિતપણું.

કોની સાથે સંપ–એકવાક્યતા થવાથી મનુષ્ય સ્વર્ગીય આનંદ પ્રાપ્ત કરી શકે અને કોની સાથે ભેદભાવ–કુસંપ થવાથી મનુષ્યને નરકનું દુઃખ ભોગવવું પડે, એ વિચારવું એજ આ **લેખનો ઉદ્દેશ** છે. કારણ કે એ બાબત સમજવાથી એક એવી કુંચી મનુષ્યના હાથમાં આવી જાય છે, કે જેનાવડે તે ઇચ્છે તો સ્વર્ગનાં દ્વાર ઉઘાડી ઉચ્ચ આનંદ અનુભવે છે; અને ઇચ્છે તો નરકનાં દ્વાર ખોલી દુઃખ અને દુઃખજ જુએ છે. એ બેમાંથી કયું સાધન અને કયું પરિણામ પસંદ કરવું, તે કામ દરેક વાચકનું પોતાનું છે.

# પ્રકરણ ૧ લું

## વિશ્વનું ઉત્તમોત્તમ સત્ય

અનંત સામર્થ્યવાળું પરમતત્ત્વજ સર્વના આધારસ્વરૂપ છે, તેજ સર્વને 'જીવન' આપે છે અને સર્વમાં તથા સર્વદ્વારા તેજ પ્રકટ થાય છે. આ વિશ્વનું ઉત્તમોત્તમ સત્ય પણ એજ હોઇને એ સ્વયંભૂ તત્ત્વમાંથીજ આ સર્વ આવ્યું છે અને હજી પણ તેમાંથીજ આવ્યા કરે છે. જો દરેક વ્યક્તિમાં જીવન અથવા ચૈતન્ય છેજ, તો પછી જેમાંથી તે જીવન આવતું હોય એવું તે જીવનનું કોઇ એક અનાદિ અનંત મૂળ પણ ચોક્કસ હોવું જોઇએ.જો આ જગતમાં પ્રેમનો ગુણ આપણી નજરે પડતો હોય, તો તે પ્રેમનું પણ કોઇ એક અનંત અપાર મૂળ હોવુંજ જોઇએ; અને એજ પ્રમાણે આ જગતમાં જો કાંઇ પણ જ્ઞાન રહેલું હોય, તો તે જ્ઞાન જેમાંથી ઉદ્ભવી શકે તેવું જ્ઞાનનું કોઈ એક અનંત અખૂટ મૂળ પણું હોવુંજ જોઇએ. આ નિયમ ગતિને, શાંતિને અને જગતની

જડ વસ્તુઓને પણ એકસરખી રીતે લાગુ પડે છે.

આ ઉપરથી એટલું તો અવશ્ય સમજાયું હશે કે, સર્વની પાછળ અનંત શક્તિ અને અખૂટ ચેતનમય પરમાત્મતત્ત્વ રહેલું હોઇ તેજ સર્વનું મૂળ છે. જે મહાન અચળ નિયમો અને શક્તિઓ આ સમગ્ર વિશ્વમાં અને આપણી આસપાસ દશે દિશાએ આવી રહેલાં છે, તે નિયમો અને તે શક્તિઓમાંથીજ આ અખૂટ શક્તિવાળું જીવન પ્રાણીઓરૂપે હયાતીમાં આવે છે અને પોતપોતાનું કામ કરે છે.

આપણા દરરોજના જીવનનું દરેક કાર્ય તે મહાન નિયમો અને શક્તિઓને અનુસરીનેજ થાય છે. રસ્તાની બાજુએ ઉગતું દરેક પુષ્પ વધે છે,ખીલે છે અને કરમાય છે, તે પણ તે મહાન અને અચળ નિયમોનુંજ કાર્ય હોય છે. હિમના ઢગલા બંધાય છે, તૂટી પડે છે, ઓગળે છે, જળરૂપ થાય છે, વરાળરૂપ થાય છે, વાદળરૂપ થાય છે અને વળી પાછા હિમરૂપે થાય છે. તે તમામ ક્રિયાઓ એ મહાન ને અચળ નિયમોવડેજ થતી હોય છે.

એક રીતે કહીએ તો આ વિશ્વમાં નિયમસિવાય બીજું કશુંજ નથી; અને જો એ વાત સત્યજ હોય તો પછી તે નિયમોને રચનાર કાંઇક બળ–કાંઇક તત્ત્વ પણ હોવુંજ જોઈએ; અને તે આ નિયમો કરતાં પણ વધારે સામર્થ્ય ધરાવનાર હોવું જોઇએ. એ અનંત જીવન અને અનંત બળરૂપી જે મહાન તત્ત્વ પ્રત્યેક વસ્તુ અને સ્થિતિની પાછળ રહેલું છે, તેને આપણે પ્રભુ અથવા પરમાત્મા કહીશું. તમે તેને પ્રકાશ કહો, સર્વ શક્તિ કહો, પરમતત્ત્વ કહો અથવા બીજું ગમે તે નામ આપો; તેથી તેમાં રતિમાત્ર ભેદ પડતો નથી. જો આપણે આ મુખ્ય વિચારમાં મળતા આવીએ તો પછી તમે તેને કર્મ, સ્વભાવ, ઈશ્વર, કે કયું નામ આપો છો, એ કાંઈ મહત્ત્વની વાત નથી.

આ ઉપરથી સમજાયું હશે કે, પરમાત્મા એવા અનંત અગાધ ચૈતન્યરૂપ છે, કે જેણે વિશ્વને પોતાનાથી ભરી નાખેલું છે; જેમાંથી સર્વ કાંઇ ઉત્પન્ન થાય છે; જેનામાં સર્વ કાંઈ રહે છે અને જેની બહાર કોઇ પણ વસ્તુ અથવા સ્થિતિ રહી શકતીજ નથી.ખરૂં જોતાં આપણે પ્રત્યેક તે પરમાત્મામાંજ રહીએ છીએ, ફરીએ છીએ અને અસ્તિત્વ ધરાવીએ છીએ. આપણું જીવન અથવા તો આપણા જીવનનું જીવન–જે કાંઇ કહો તે એજ છે, આપણે તેજ પરમાત્મ-

તત્ત્વમાંથીજ આપણું જીવન મેળવ્યું છે અને નિરંતર મેળવ્યા કરીએ છીએ. આપણે તે પરમાત્માનાજ એક અંશરૂપે અર્થાત્ વ્યક્તિરૂપે છીએ અને તે પરમાત્મતત્ત્વજ સમષ્ટિરૂપ હોઇને તેમાંજ આપણે અને સર્વ કોઇ સમાઈ રહેલાં છીએ. આપણામાં અને પરમાત્મ-તત્ત્વમાં એટલો ઉપાધિભેદ રહેલો છે; પરંતુ મૂળ વસ્તુસ્વરૂપે તો પરમાત્મતત્ત્વ અને આપણું વ્યક્તિગત જીવન એકજ વસ્તુ છે. બંનેના અસલી ગુણમાં અને મૂળ સ્વરૂપમાં જરા પણ ભેદ નથી. ભેદ કાંઇ પણ હોય તો તે માત્ર પ્રમાણનો અથવા વત્તા—ઓછા-પણાનોજ છે.

તત્ત્વજ્ઞાનનો પ્રકાશ પામેલા ઘણા જીવો એમ માને છે કે, આપણે આપણું જીવન પરમાત્મતત્ત્વમાંથી વહેતા પ્રવાહની પેઠે મેળવીએ છીએ; અને બીજા કેટલાક એમ જણાવે છે કે, આપણા જીવનની પરમાત્મતત્ત્વ સાથે એકતા અથવા અભેદ છે—એટલે કે મનુષ્ય અને પરમાત્મા એકજ છે. ત્યારે આ બન્નેમાં ખરૂં કોણ? બન્ને ખરા છે. જો બરાબર સમજવામાં આવે તો બન્નેનું કહેવું સત્ય છે.

પહેલો મત આપણે વિચારીએ. જેમાંથી આ સર્વ ઉદ્‌ભવ્યું છે, તે પરમાત્મતત્ત્વજ જો સર્વના આધારરૂપે રહેલું છે, તો પછી આપણું વ્યક્તિગત જીવન પણ એ તત્ત્વમાંથીજ નિરંતર વહ્યાં કરે છે. જો આપણે બીજા મત પ્રમાણે એમ માનીએ કે, આપણા વ્યક્તિગત જીવાત્માઓ એ પરમાત્માના અંશરૂપ છે, તોપણ વ્યક્તિઓમાં પ્રકટ થયેલું જીવન તેનાં મૂળ સાથે—પરમાત્મતત્ત્વ સાથે એકરૂપજ હોવું જોઇએ. જેવી રીતે સમુદ્રમાંથી લીધેલું જળનું બિંદુ તેના મૂળ સમુદ્ર સાથે એકરૂપ હોય છે, તેજ નિયમ અહીં પણ લાગુ પડે છે; છતાં આમાં પણ ભૂલ થવાનો સંભવ છે. જો કે પરમાત્મતત્ત્વ અને વ્યક્તિજીવન મૂળમાં એકસરખાં છે, છતાં વ્યક્તિજીવન કરતાં પરમાત્મતત્ત્વ એટલું બધું ઉત્તમ અને અમાપ છે કે તેમાં સર્વ દેશ—કાળ, વસ્તુ—સ્થિતિઓ અને પ્રાણી—પદાર્થ સમાઈ જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો મૂળસ્વરૂપનો વિચાર કરતાં સાગર અને તરંગ બંને જળરૂપ છે, તેની પેઠે એ બન્ને પણ એકરૂપજ છે; પણ શક્તિ ને માપનો વિચાર કરતાં તો એ બન્નેમાં અત્યંત અંતર દેખાય છે.

જો આ રીતે વિચારીએ તો શું એમ પ્રતીત નથી થતું કે, બન્ને મતો ખરા છે? એટલુંજ નહિ પણ તે મતો એકજ બાબતને જૂદી

જુદી રીતે જણાવે છે. આપણે એક બીજું દૃષ્ટાંત લઇ આ બન્ને મતોની એકવાક્યતા વધારે સિદ્ધ કરીએ.

પર્વત ઉપર ખૂટે નહિ તેવું એક જળાશય છે, જેમાંથી ખીણમાં રહેલું એક નાનું જળાશય પાણી મેળવે છે. હવે આ નાના જળાશયમાં રહેલા જળની અને તેના મૂળ સ્થાનમાં રહેલા જળની જાતિ તો એકજ હોય છે. ફેર એજ કે, પર્વત ઉપર રહેલા જળાશયમાંનું જળ અસંખ્ય નાનાં જળાશયોને પૂરૂં પડી શકે અને તે છતાં પણ તેમાં જળની ખોટ કદી પડે તેમ નથી. આ રીતે બંનેના જળના જથામાં મોટો ભેદ છે ખરો.

માનવજીવનના સંબંધમાં પણ એમજ છે. બીજી બાબતોમાં આપણે ગમે તેટલો મતભેદ ધરાવીએ, છતાં હું ધારૂં છું કે, આપણે સઘળા આ બાબતમાં તો એકજ મતપર આવી શકીશું કે, સર્વની પાછળ અખૂટ ચૈતન્યરૂપ પરમાત્મા રહેલો છે, કે જે સર્વનું જીવન છે અને જેમાંથી સર્વ કોઈનું સર્વ પ્રકારનું જીવન આવે છે. આ પ્રમાણે હોવાથી તમારૂં, મારૂં અને સર્વ કોઈનું વ્યક્તિગત જીવન પણ એજ દિવ્ય પ્રવાહદ્વારા અને એજ અનંત મૂળમાંથી આવવું જોઈએ અને દરેક પ્રાણીમાં રહેલું જીવન મૂળસ્વરૂપે તો પરમાત્મતત્ત્વજ હોવું જોઈએ; અને એમાં ભેદ છે તે **સ્વરૂપને** લગતો નથી, પરંતુ માત્ર **પ્રમાણનેજ** લગતો છે.

જો આ બાબત સત્ય હોય તો શું એ ઉપરથી એમ ફલિત થતું નથી કે, **જેટલા પ્રમાણમાં મનુષ્ય આ દિવ્ય પ્રવાહ તરફ પોતાના હૃદયનાં દ્વાર ખુલ્લાં રાખે છે, તેટલા પ્રમાણમાં તે પરમાત્મતત્ત્વની નજદીકમાં આવતો જાય છે; અને** જેટલા પ્રમાણમાં તે નજદીકમાં આવતો જાય છે, **તેટલાજ પ્રમાણમાં પરમાત્માની શક્તિઓ તેનામાં પ્રકટ થતી ચાલે છે?** વળી જ્યારે એ પરમાત્મતત્ત્વ અનંત-અખૂટ છે, તો પછી તે અનુભવવામાં **મનુષ્યને જે વિઘ્નો જણાય છે, તે વિઘ્નોનો ઉત્પન્ન કરનાર પણ તે પોતેજ છે;** કારણ કે ઉપર કહેલા 'સત્ય'નું તેને 'ભાન' નથી.

# પ્રકરણ ૨ જું

## મનુષ્યજીવનનું સર્વોત્તમ સત્ય

વિશ્વનું પરમ સત્ય આપણે ગયા પ્રકરણમાં વિચારી ગયા કે, પરમાત્મતત્ત્વજ સર્વના આધારરૂપ છે અને તેમાંથીજ સર્વ જીવન આવે છે. હવે એ પરમ સત્યને જાણ્યા પછી મનુષ્યજીવનનું સર્વોત્તમ સત્ય શું છે, તે જાણવાની આપણને સ્વાભાવિક ઈચ્છા થાય છે. દરેક વિચારવંત મનુષ્યને તો પાછલા પ્રકરણ ઉપરથી આ નવા પ્રશ્નનો જવાબ પણ સમજાઇ ગયોજ હશે. **તે પરમાત્મતત્ત્વ સાથે જ્ઞાનપૂર્વક સંબંધમાં આવવું અને તેમાંથી વહેતો પ્રકાશ ઝીલવાને પૂર્ણ લાયક બનવું**, એજ તમારા, મારા અને દરેક મનુષ્યના જીવનનું પરમ લક્ષ્ય થવું જોઇએ; કેમકે માનવજીવનની ઉચ્ચમાં ઉચ્ચ દશા એજ હોઇને એમાંજ સર્વ વસ્તુસ્થિતિઓ સમાઇ જાય છે અને સર્વ બાબતો તેમાંથીજ ઉત્પન્ન થાય છે. જેટલા પ્રમાણમાં આપણે **જ્ઞાનપૂર્વક** તે પરમાત્મતત્ત્વની સાથે ઐક્ય અનુભવીએ છીએ અને જેટલા પ્રમાણમાં તે દિવ્ય પ્રવાહને ગ્રહણ કરવાને આપણે યોગ્ય બનતા જઈએ છીએ, તેટલા પ્રમાણમાં તે પરમાત્મતત્ત્વની શક્તિઓ અને ગુણો આપણામાં પ્રકટતાં ચાલે છે.

આનો અર્થ શું ? આનો અર્થ એજ છે કે, આપણે આપણું ખરૂં સ્વરૂપ જાણી શકીએ તેમ છીએ;અને જે રીતે જગતના મહાન પેગંબરો, ઋષિઓ, યોગીઓ, જગદુદ્ધારકો અને મહાન શક્તિવાળા સર્વ મહાપુરુષો જે મહાન નિયમો અને શક્તિઓ સાથે અનુકૂળ સંબંધમાં આવીને મહાન પ્રેરણાઓ અનુભવવાને લાયક થયા હતા, તેજ રીતે, તેજ નિયમોની સાથે આપણે પણ અનુકૂળ સંબંધમાં આવી શકીએ તેમ છીએ; અને આપણામાં પણ તેજ પ્રમાણમાં ઉચ્ચ શક્તિઓ પ્રગટ થઇને પોતાનું બળ દર્શાવે તેમ છે.

આપણે આપણા અજ્ઞાનને લીધે આ દિવ્ય પ્રવાહ સામે આપણાં હૃદયદ્વાર બંધ પણ રાખી શકીએ અને આ રીતે ઉચ્ચ શક્તિઓને આપણાદ્વારા પ્રકટ થતી અટકાવી પણ શકીએ. આપણા લોકોનો મોટો ભાગ અજ્ઞાનતાને લીધે આમજ કર્યાં કરે છે; અને પોતાને

માટે સુજાયલી ઉત્તમોત્તમ શક્તિઓને પોતામાં પ્રકટ થતી અટકાવે છે. આવી રીતે આપણે આપણો સ્વભાવસિદ્ધ **દિવ્ય હક્ક** વગર સમજ્યે જતો કરીએ છીએ; તેને બદલે પરમાત્મતત્ત્વ સાથેની આપણી આત્મભાવે એકતા જાણ્યા પછી જો એ દિવ્ય પ્રવાહને આપણી અંદર વહેવા દઇને તે વડે આપણામાં ઉચ્ચ શક્તિઓ તથા પ્રેરણાઓને પ્રકટ થવા દઇએ, તો આપણે પણ માત્ર **નામનાજ** મનુષ્ય રહેવાને બદલે ખરા અને દિવ્ય મનુષ્ય બની શકીએ તેમ છીએ.

દિવ્ય મનુષ્ય એટલે કોણ ? મનુષ્ય છતાં જેનામાં પરમાત્મતત્ત્વની શક્તિઓ વ્યક્ત થઇ હોય તેજ દિવ્ય મનુષ્ય છે. કોઇ પણ પુરુષ અથવા સ્ત્રીના આવા પ્રકારના કુદરતી વિકાસ ઉપર કોઇ પણ અટકાવ નાખી શકે તેમ નથી. તેમના વિકાસમાં જો કાંઇ પણ અંતરાય નડતો હોય, તો તે અંતરાયને ઉત્પન્ન કરનાર પણ તે મનુષ્યો પોતેજ હોવાં જોઇએ. **મનુષ્યજાતિના વિકાસમાં અડચણ નાખનાર જો કાંઇ પણ ખાસ તત્ત્વ હોય તો તે તેનું અજ્ઞાનજ છે.** આ અજ્ઞાનને લીધેજ "પોતે પ્રભુમય જીવનના ખરા અધિકારી છે" એવો ખ્યાલ સુદ્ધાં તેમને આવતો નથી અને તેથીજ મનુષ્યજાતિનો મોટો ભાગ પોતાનું જીવન સંકુચિત, સ્વાર્થમય અને દુ:ખમય રીતે ગાળી રહ્યો છે.

મનુષ્યજાતિના ઘણાખરા ભાગે હજી આ વાત જાણીજ નથી કે, પરમાત્મતત્ત્વ અને પોતાનું ચૈતન્ય, એ બન્ને મૂળમાં તો એકજ વસ્તુ છે. આ અજ્ઞાનને લીધેજ મનુષ્યો તે દિવ્ય પ્રવાહ તરફ તેમના હૃદયનાં દ્વાર ઉઘાડતાં નથી અને જે ઉચ્ચ શક્તિઓ તેમનાદ્વારા પ્રકટ થઇ શકે તેમ છે, તેને લાયક તેઓ બની શકતાં નથી. જ્યાંસુધી આપણે આપણને સામાન્ય મનુષ્ય લેખીએ છીએ, ત્યાંસુધીજ આપણે સામાન્ય મનુષ્ય રહીએ છીએ અને આપણી શક્તિઓ પણ ત્યાંસુધીજ સામાન્ય પ્રકારની રહે છે; પણ જ્યારે આપણને ભાન થાય છે કે, આપણે તો દિવ્ય મનુષ્ય છીએ અને પરમાત્માની બધી શક્તિઓ આપણેજ માટે છે; ત્યારથી તો આપણું જીવન પણ પલટાતું ચાલીને દિવ્ય શક્તિઓ પણ આપણામાં પ્રકટતીજ ચાલે છે. **અર્થાત જેટલા પ્રમાણમાં દિવ્ય પ્રવાહ તરફ આપણે આપણા હૃદયનાં દ્વાર ખુલ્લાં રાખીએ છીએ, તેટલાજ પ્રમાણમાં આપણે સાધારણ મનુષ્યમાંથી બદલાઇને દિવ્ય મનુષ્ય બનતા ચાલીએ છીએ.**

સુંદર ખીલી રહેલાં કમળોવાળું એક નિર્મળ જળથી ભરપૂર સરોવર એક ખેતરની આસપાસ આવેલું છે. થોડે દૂર ઉંચાણમાં આવેલા એક મોટા જળાશયમાંથી આ સરોવરને એક નીક વાટે પાણી પૂરૂં પાડવામાં આવે છે. એ નીકને છેડે એક દરવાજો છે, તેના ઉઘડવા ને બંધ થવાપર પાણી આવવાનો ને ન આવવાનો આધાર છે. એ સ્થળ અલૌકિક સૌંદર્યવાળું છે. સ્વચ્છ–નિર્મળ જળ ઉપર ગ્રીષ્મઋતુમાં ખીલેલાં કમળો ઝુલતાં જણાય છે. તીરપર અનેક જાતના પુષ્પના છોડવાઓ ઉગી રહેલા છે. પાણી પીવા અને સ્નાન કરવાને પક્ષીઓ સવારથી સાંજસુધી ત્યાં આવ્યાજ કરે છે અને તેઓનો મધુર કિલકિલાટ સંભળાતોજ રહે છે. ભ્રમરો પણ પોતાનું જૂદાં જૂદાં પુષ્પોપરથી પરાગ મેળવવાનું કામ ત્યાં કરતાજ હોય છે. એ જળાશયની આસપાસમાં દૃષ્ટિ પણ ન પહોંચે ત્યાંસુધી અનેક જાતનાં ફળ–ફૂલવાળા છોડવાઓ, વૃક્ષો અને લતાઓથી એ સ્થાન ઘણુંજ રમણીય ને આનંદદાયક સર્વ કોઇને લાગે છે.

એ જમીનનો માલિક એક ‘દિવ્ય મનુષ્ય’ છે. મનુષ્યજાતિ તરફ તે અત્યંત પ્રેમ રાખતો હોવાથી ત્યાં આગળ “આ ખાનગી જમીન છે” “આ રસ્તે જવાની રજા નથી” એવું તેવું પાટીયું મારવાને બદલે ઉલટું એવુંજ પાટીયું ચોઢવામાં આવ્યું છે કે “આ કમળસરોવર તરફ જવાની સર્વ કોઈને છૂટ છે.” આથી સઘળા લોકો આ માલિકને ચાહે છે; કારણ કે તેઓ તેમ કર્યા સિવાય રહી શકતાજ નથી. માલિક પણ જે પોતાનું છે તે લોકોનુંજ છે, એમ સમજે છે અને સર્વપર પ્રીતિ રાખે છે.

આ સ્થળે નાનાં બાળકો પણ આનંદ કરવાને પુષ્કળ આવતાં જણાય છે. થાકીને કંટાળી ગયેલાં સ્ત્રી–પુરુષો આ સ્થળમાં વારંવાર આવે છે અને જ્યારે તેઓ ત્યાંથી ઘર તરફ પાછાં વળે છે, ત્યારે ઉંચી લાગણી સાથે ને હસ્તે ચ્હેરે જતાં માલૂમ પડે છે; કારણ કે આ દિવ્ય સ્થાનનો લાભ લેવાથી તેઓના મનપરનો બોજો ઓછો થયેલો હોય છે અને તેથી ઘણી વાર તો તેઓ આશીષ પણ આપતાં જાય છે કે “પરમાત્મા આ ઉદારાત્માનું ભલું કરે.” ઘણા લોકો તો આ સ્થળને દેવતાઈ ભૂમિજ કહેતા. આ જગ્યાનો માલિક તેને ‘ઈશ્વરી ઉદ્યાન’ કહે છે અને પોતાની શાંતિના કેટલાય કલાક ત્યાંજ ગાળે છે. સૌના ગયા પછી પણ તે ત્યાં આગળ આમતેમ ફરે છે અને અજવાળી રાત્રિમાં એક બાંકડાપર

બેસીને પુષ્પોની સુગંધ લેતો જણાય છે. તેનો સ્વભાવ ઘણોજ સાત્વિક છે. તે કહે છે કે, આવે વખતેજ જીવનની ખરી વસ્તુઓ તેને મળે છે. કેમકે **ઘણીખરી ઉમદા તથા લોકહિતની યોજનાઓ આવે વખતેજ એકાએક પ્રેરણાની માફક તેને સૂઝી આવે છે.**

તે સ્થળ અને તેની આસપાસનું વાતાવરણ દયા, દિલસોજી, શુભ ભાવના અને આનંદથી વ્યાપેલું રહે છે. પશુઓ જ્યારે એ સરોવરના કિનારે જળ પીવાને આવે છે, ત્યારે તેમને પણ મનુષ્યોના જેટલોજ આનંદ થાય છે. અને તેમને જોઇને તેમના તરફ નજર કરનારના હૃદયમાં પણ આનંદની ઉર્મિ ઉછળી આવે છે.

તે સરોવરનો દરવાજો નિરંતર ખુલ્લો રાખવામાં આવે છે અને તેથી ત્યાં એટલું બધું પાણી આવે છે કે, ખેતરને જોઇતું પાણી મળવા ઉપરાંત પશુ પક્ષીઓને અને માણસોને પણ નિર્મળ અને સ્વચ્છ જળ પૂરૂં પાડે છે તથા વધારાનો પ્રવાહ આસપાસનાં ખેતરો તરફ વહીને તેમની પણ ખીલવણી કરે છે.

હવે એક સમયે આ જગ્યાના માલિકને એક વર્ષસુધી બીજે ગામ જવું પડયું. તે દરમિયાન તેણે, દુનિયા જેને 'વ્યવહારકુશળ' કહે છે એવા એક મનુષ્યને એ જાગીર ભાડે આપી. જેમાં ખિસ્સું ન ભરાતું હોય એવી કોઈ પણ બાબત કરવાને માટે આ નવા મનુષ્યને જરાયે સમય મળતો નહોતો. તે પદ્મસરોવર જે દરવાજાથી જળાશય સાથે જોડાયેલું હતું, તે દરવાજો તેણે તરતજ બંધ કરી દીધો; અને તેથી પર્વતપરથી ઉતરી આવતો નિર્મળ પ્રવાહ બંધ થઈ ગયો. "સર્વને આવવાની છૂટ છે" એવું જે પાટીયું ત્યાં ચોઢેલું હતું, તે પણ આ નવા પુરુષે ઉપડાવી લીધું. આથી કરીને પ્રથમ જે આનંદી બાળકો અને સ્ત્રી પુરુષો ત્યાં ફરવા આવતાં તે હવે આવતાં જણાતાં નથી અને દરેક વસ્તુ ફેરવાઇ ગયેલી જણાય છે. નવજીવન આપનાર જળના અભાવે એ સરોવરનાં કમળો અને પુષ્પો હવે સૂકાવા લાગ્યાં અને રોપાઓ પણ સૂકાઇને ઢળી પડવા લાગ્યા. નિર્મળ અને સજીવ જળમાં આનંદ કર્યા કરતી માછલીઓ પણ હવે ધીમે ધીમે મરવા લાગી અને તેથી તે સરોવરની પાસે જે કોઇ આવે તેને દુર્ગંધ આવવા લાગી. કિનારાપર જે પુષ્પો ખીલતાં હતાં તે સૂકાઇ ગયાં; જળ પીવા અને ક્રીડા કરવા આવતાં પક્ષીઓ અટકી ગયાં; મધુકરોનો આનંદજનક ગણગણાટ

બંધ થઇ ગયો અને નિર્મળ જળ મળતું અટકી જવાથી પશુઓ પણ આવતાં બંધ થયાં.

આ પ્રમાણે આ સરોવરની અત્યારની અને પ્રથમની સ્થિતિમાં જે ભેદ જણાતો હતો તેનું કારણ એજ હતું કે, પર્વતપરના વિશાળ જળાશયમાંથી સરોવરમાં જળ આવવાનો જે દરવાજો હતો, તે બંધ કરવાથી સરોવરને જીવંત જળ મળતું તે બંધ થઈ ગયું હતું.

આ બનાવ મનુષ્યના જીવનને મળતો આવે છે, એમ શું આપણી દૃષ્ટિએ નથી પડતું ? જે પ્રમાણમાં આપણે પરમાત્મતત્ત્વ સાથેનું આપણું ઐક્ય અને સંબંધ સ્વીકારીએ છીએ અને જે પ્રમાણમાં તેના દિવ્ય પ્રવાહને ગ્રહણ કરવા માટે આપણા હૃદયનાં દ્વાર આપણે ખુલ્લાં રાખીએ છીએ તથા જેટલા પ્રમાણમાં આપણે એ સર્વવ્યાપી, સર્વશ્રેષ્ઠ, સૌથી વધારે શક્તિમાન અને સૌથી સુંદર પરમાત્મતત્ત્વની સાથે એકરૂપ થઇએ છીએ, તેટલા પ્રમાણમાં આપણામાંથી પણ એ દિવ્ય તત્ત્વ ચારે તરફ વહેવા લાગે છે અને આપણી સાથે સંબંધમાં આવનારા મનુષ્યો વગેરેને પણ એ દિવ્ય પ્રવાહનો લાભ મળે છે. વિશ્વના અને આપણા સર્વના શ્રેષ્ઠમિત્રરૂપ પરમાત્મા, એ અખૂટ અમાપ સરોવરને ઠેકાણે છે; નાનું સરોવર તે આપણું શરીર છે; અને જળ આવવાનો દરવાજો એ આપણું પોતાનું હૃદય છે. જેટલા પ્રમાણમાં 'પરમાત્મતત્ત્વ' સાથેનું આપણું ઐક્ય સ્વીકારવામાં આપણે નિષ્ફળ નિવડીને એ દિવ્ય જીવનપ્રવાહ સામે આપણે આપણા હૃદયદ્વારને બંધ કરીએ છીએ, તેટલા પ્રમાણમાં પ્રથમ તો આપણે પોતેજ એવી અવદશામાં મૂકાઇએ છીએ, કે જેથી આપણને સુખસામર્થ્ય પોષણસંપત્તિ કે ઉન્નતિ જેવું કશું મળતું નથી; અને તેથી આપણા પરિચયમાં આવનારને પણ લાભ નહિ મળતાં હાનિજ થાય છે.

આ 'કમળસરોવર'માં અને માનવજીવનમાં એક ભેદ છે. જે મોટું જળાશય તેના મૂળરૂપ છે, તેમાંથી વહેતું પાણી પોતામાં આવે, તેટલાસારૂ દરવાજો ઉઘાડવાનું બળ નાના સરોવરમાં નહિ હોવાથી એ બાબતમાં તેનો આધાર બાહ્યસાધનપરજ રહે છે; પણ તમારા ને મારામાં તો તે સત્તા રહેલી છે. એ દિવ્ય જીવનના પ્રવાહ તરફ આપણા હૃદયનાં દ્વાર ખુલ્લાં રાખવાં કે બંધ કરવાં, એ તો આપણી પોતાનીજ સત્તાની વાત છે. આપણાજ વિચારબળથી આ શક્તિ આપણામાં ખીલે છે.

'માનવજીવન' પરમાત્મતત્ત્વમાંથીજ ઉદ્ભવતું હોવાથી પરમાત્મતત્ત્વ સાથે તેને સંબંધ છે; માનવજીવનનો એક તરફ આસપાસ આવેલી દુનિયાસાથે સંબંધ છે; તો બીજી તરફ 'વિચાર' અથવા મન એ આપણા માનવજીવનને પરમાત્મતત્ત્વ સાથે જોડનારી નહેર જેવું છે.'

આ વિષયપર વધારે વિવેચન કરવા પહેલાં આપણે **વિચારનું** સ્વરૂપ પણ જાણવું જોઇએ. ઘણી વાર ધારવામાં આવે છે તેમ 'મન' અથવા 'વિચાર' એ કાંઇ માત્ર અનિશ્ચિત કલ્પના અથવા હવાઇ ખ્યાલ નથી; પણ એક પ્રબળ, સૂક્ષ્મ અને મોટામાં મોટી શક્તિ છે.

**વિચાર એ શક્તિ છે,** તે સાબીત કરવા માટે હાલમાં પ્રયોગશાળામાં પ્રયોગો કરવામાં આવે છે. તેઓને અમુક આકાર, રંગ, ગુણ અને શક્તિ હોય છે અને વિચારનું શાસ્ત્ર પણ છે, એમ તે પ્રયોગોદ્વારા સાબીત થતું ચાલે છે. તે ઉપરથી પણ સમજાય છે કે વિચારશક્તિદ્વારા જે ઉત્પાદક શકિત પ્રગટ થાય છે, તે શક્તિ માત્ર નામનીજ નહિ પણ વાસ્તવિક હોય છે.

આપણી આસપાસ આવેલી સ્થૂળ દુનિયામાંની પણ દરેકે દરેક ચીજની ઉત્પત્તિ વિચારમાંથીજ છે; કેમકે એ વિચારજ પાછળથી આકારનું રૂપ લે છે. પ્રત્યેક કિલ્લો, પ્રત્યેક મૂર્તિ, પ્રત્યેક ચિત્ર, પ્રત્યેક યંત્ર–ટુંકમાં કહીએ તો પ્રત્યેક જડ વસ્તુની ઉત્પત્તિ પ્રથમ તેના ઉત્પાદકના મનમાં વિચારરૂપે ઉદ્ભવ્યા પછીજ તે દશ્ય યા સ્થૂલ રૂપમાં પ્રકટ થઇ હોય છે. જે વિશ્વમાં આપણે રહીએ છીએ, તે વિશ્વ પણ સર્વના આધારભૂત પરમાત્માનાજ વિચારનું ફળ છે. આપણને માલૂમ પડયું છે તેમ જો આ વાત સત્ય હોય કે, પરમાત્માની સાથે સ્વરૂપથી આપણે એકજ છીએ અને તેથી પરમાત્મતત્ત્વ સાથે આપણું ઐક્ય છે, તોપછી આપણામાં આપણે એ તત્ત્વસાથે જ્ઞાનપૂર્વક ઐક્ય અનુભવીએ, તેટલા પ્રમાણમાં આપણામાં પણ પરમાત્મતત્ત્વના જેવી ઉત્પાદકશક્તિ પ્રકટ થાય તેમાં શું આશ્ચર્ય છે?

કોઇપણ વસ્તુ દશ્યજગતમાં પ્રકટ થાય યાને જોવામાં આવે તે પહેલાં તો તે અદશ્ય જગતમાં હયાતી ધરાવતીજ હોય છે. આ ઉપરથી સાબીત થાય કે, **અદશ્ય જગત કારણરૂપ છે અને દશ્ય જગત કાર્યરૂપ છે;** તેમજ અદશ્ય વસ્તુઓની

સરખામણીમાં દૃશ્ય વસ્તુઓ અનિત્ય અને પરિણામી છે.

'શબ્દની શક્તિ' એ અક્ષરશઃ શાસ્ત્રીય સત્ય છે. આપણે પ્રથમ વિચારી ગયા કે, વિચારોમાંથીજ આપણામાં ઉત્પાદન શક્તિ પ્રગટ થાય છે. જેને આપણે બોલાયેલો "શબ્દ" કહીએ છીએ, એ પણ માત્ર આંતરવિચારનું બાહ્યસ્વરૂપજ છે. એ વિચાર-શક્તિ બાહ્યરૂપમાં અથવા સ્થૂલ સ્વરૂપમાં પ્રકટ થાય તે પૂર્વે એકાગ્રતાની, જ્ઞાનની, ઇચ્છાની અને પ્રયત્નની પણ જરૂર રહે છે. 'હવામાં કિલ્લા બાંધવા' વિષે લોકો અનેક પ્રકારની વાતો કરે છે અને હવામાં કિલ્લા બાંધવાની ટેવવાળાને લોકો માનની દૃષ્ટિથી જોતા નથી. પણ જમીનપર આપણે રહીએ અને સ્થૂળ કિલ્લાઓ બાંધીએ તે પૂર્વે આપણને હવામાંજ કિલ્લા બાંધવા પડે છે; માટે હવામાં કિલ્લા બાંધવા એ કોઇ રીતે ખરાબ નથી. એટલું તો ખરૂંજ કે, હવામાં કિલ્લા બાંધનારો માણસ જો તેથી આગળ વધીને પોતાના જીવનમાં તે કિલ્લાઓને સ્થૂલ-મૂર્તસ્વરૂપ આપતો નથી, તો તે મનુષ્ય હવાઇ કિલ્લા બાંધ-વાનું અગત્યનું કામ કરવા છતાં પણ બાકીનું તેટલીજ અગ-ત્યનું કામ તે પડયું રહેવા દે છે; અને ઝાડ અર્ધું ઉછેર્યા પછી અટકનારની પેઠે ફળફૂલથી બેનશીબ રહે છે.

વિચારશક્તિના સંબંધમાં એક અગત્યની બાબત એ છે કે, **વિચારમાં પોતાના જેવા બીજા વિચારોને પોતાના તરફ ખેંચવાનું બળ રહેલું છે** અને વિશ્વમાં તેમજ વિચારશક્તિ-ની બાબતમાં એક મહાનિયમ પ્રવર્તી રહેલો છે કે, **સમાન વસ્તુઓ એકબીજાને પોતાના તરફ આકર્ષે છે.** આપણે આપણા વિચારોને અનુકૂળ હોય તેવી શક્તિઓ અને સંજોગોને નિરંતર દૃશ્ય અને અદૃશ્ય દુનિયામાંથી આપણા તરફ આકર્ષ્યા ક-રીએ છીએ. આપણને આ બાબતનું જ્ઞાન હોય કે ન હોય, છતાં પણ આ નિયમ તો પોતાનું કામ કર્યેજ જાય છે. આપણે વિચારોના મહાસાગરની વચ્ચે વસીએ છીએ અને વિચારની જે શક્તિઓ વિચારના પ્રવાહરૂપે આપણામાંથી બહાર જાય છે અને બહારથી આપણા તરફ આકર્ષાય છે, તે શકિતઓવડે આપણી આસ-પાસનું વાતાવરણ ભરાઇ રહેલું હોય છે; તેથી જાણતાં કે અજાણતાં વિચારના એ વાતાવરણની આપણ દરેકપર થોડી યા ઘણી અસર તો થાય છેજ.

આપણે જેટલા પ્રમાણમાં સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને યોગ્ય બન્યા હોઈએ, તેટલાજ પ્રમાણમાં આપણાપર તે વિચારપ્રવાહો અસર કરશે. નિર્બળ મનવાળા મનુષ્યોને બાહ્યવિચારોની અસર વધારે થાય છે અને તે બહારથી આવતા દરેક વિચારના તરંગને આધીન થાય છે; ત્યારે કેટલાક દઢ મનના મનુષ્યો કયો વિચાર-તરંગ પોતાના મનમાં પેસવા દેવો અને કયો ન પેસવા દેવો, એનો વિવેક કરીનેજ અમુક વિચારને પોતાના મનમાં સ્થાન આપે છે. વિચારનાં સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને કેટલાકની પ્રકૃતિ બીજા-ઓના કરતાં વધારે અનુકૂળ હોય છે. તેઓ જે જે મનુષ્યોના સં-બંધમાં આવે છે અથવા રહે છે, તેમના વિચારોની તેમનાપર છાપ પડેલી જાય છે.

મારો એક મિત્ર–એક સુપ્રસિદ્ધ સમાચાર પત્રનો અધિપતિ-એટલી કોમળ પ્રકૃતિનો છે કે જો તે કોઇ મેળાવડા કે સભા કે મીજલસમાં જાય અથવા બીજાઓની સાથે વાતો કરે અથવા હાથ મેળવે તો તે બધા મનુષ્યોની માનસિક તથા શારીરિક સ્થિતિની અસર તેના મન તથા શરીરપર થયાવિના રહેતી નથી. આ અસર એટલે સુધી થાય છે કે તે પછી બે ત્રણ દિવસ સુધી તે પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરી શકતો નથી અથવા પોતાનું કામ જોઈએ તેવી સારી રીતે કરી શકતો નથી.

આવા પ્રકારનું શરીર હોવું એને કેટલાક લોકો દુર્ભાગ્યનું ચિહ્ન માને છે, પરંતુ ખરી રીતે એમ નથી. ઉલટું એ તો લાભ-કારી છે. આત્માની ઉચ્ચ પ્રેરણાઓ અને બહારથી આવતી ઉચ્ચ યા શુભ શક્તિઓ ગ્રહણ કરવાને અનુકૂળ શરીર હોવું એ કાંઇ ખોટું નથી; પરંતુ જે મનુષ્ય બહારથી આવતી અશુભ વિચારની આ-કૃતિઓ સામે પોતાના મનનાં દ્વાર બંધ ન કરી શકે તે મનુષ્યને આવું શરીર હોય તોજ તે દુર્ભાગ્યનું ચિહ્ન લેખાય અને અગવડકારક નિવડે. ગમે તેવું કોમળ પ્રકૃતિવાળું શરીર હોય છતાં અમુક વિચારને પોતાના મનમાં દાખલ થવા દેવો અને અમુકને ન દાખલ થવા દેવો એવો કાબૂ મનપર મેળવવો, એ પણ આ હકીકત જોતાં દરેક મનુષ્યનું કર્તવ્ય છે.

ઉપર મુજબનો સંયમ પણ મનુષ્ય મનદ્વારા મેળવી શકે તેમ છે. જે પણ મનુષ્યનું મન સૂક્ષ્મ આંદોલનોને સહેલાઇથી વશ થતું હોય તે જો–નીચેની વિચારશ્રેણીનો વખતોવખત આશ્રય લે તો

તેથી તેવા દરેકને લાભ થઇ શકશે.

" હું મારા ક્ષુદ્ર વિચારોની સામે મારા મનનાં દ્વાર બંધ કરૂં છું અને સર્વ પ્રકારના ઉત્તમજ વિચારો અને ભાવનાઓને ગ્રહણ કરવાને માટે મારા મનનાં દ્વાર ખુલ્લાં રાખું છું." આ પ્રમાણે વખતોવખત ભાવના કરવાનો અભ્યાસ કરવાથી તેમ કરવાની ટેવ પડી જાય છે. જો આ ટેવ દઢ અને સ્થાયી રહે તો તેથી અંતરમાંની કેટલીક સૂક્ષ્મ શક્તિઓ કામ કરવા લાગે અને તેના પરિણામે તેને ઇષ્ટ લાભ થયા વિના રહેતોજ નથી. આ રીતે દશ્ય તેમજ અદશ્ય જગતમાંના સઘળા હલકા અને અનિષ્ટ વિચારોથી મનુષ્ય દૂર રહી શકે છે અને સઘળી ઉચ્ચ પ્રેરણાઓ તથા ભાવનાઓને તે પોતા તરફ ખેંચવાને શક્તિવાન બને છે.

અહીં પ્રશ્ન એ ઉઠે છે કે, **અદશ્ય જગત** એટલે શું? આપણી આસપાસના વાતાવરણમાં આ સ્થૂલ ભુવનપર રહેનારા જીવાત્માઓ જે વિચારો, ભાવનાઓ અને લાગણીઓ ઉત્પન્ન કરે છે, તેનો સમાવેશ અદશ્ય જગતમાં થાય છે. વળી સ્થૂલશરીરનો ત્યાગ થયાપછી જીવાત્માઓ કાંઇક જૂદાજ પ્રકારનાં (સૂક્ષ્મ) શરીરોદ્વારા જે વિચારો, ભાવનાઓ વગેરે ઉત્પન્ન કરે છે, તેનો પણ અદશ્ય જગતમાંજ સમાવેશ છે.

મનુષ્યના સ્થૂલજીવનનો પ્રારંભ તો સ્થૂલજગતમાંજ થાય છે, પણ તેના સૂક્ષ્મ જીવન અને શક્તિઓને પોષનારો સૂક્ષ્મ અને સ્વર્ગીય પ્રભાવ તો તે સૂક્ષ્મ–અદશ્ય જગતમાંથીજ પ્રાપ્ત કરે છે. જેમ દરેક સ્થૂલ શરીરની અંદર અને બહાર તેનું સૂક્ષ્મ શરીર રહેલું છે, તેમ આ સ્થૂલજગતની અંદર અને બહાર તેને મળતું સૂક્ષ્મ જગત પણ આવેલું છે. ખરૂં જોતાં આ સ્થૂલજગત અને સ્થૂલશરીર એ તો માત્ર તે સૂક્ષ્મ જગત અને શરીરનું બાહ્ય પ્રતિબિંબજ છે. ઉપર કહેલું સૂક્ષ્મ જગત કે જ્યાં તરતના સ્થૂલશરીર છોડી ગયેલા જીવાત્માઓ રહે છે, તેનાથી આરંભીને આ જગતની અંદર તથા બહાર બીજાં આપણાથી કલ્પી ન શકાય એવાં અનેક સૂક્ષ્મ જગતો કલ્પી ન શકાય તેટલા દૂર પ્રદેશસુધી આવી રહેલાં છે. આ સર્વ જોતાં મનુષ્યશરીરના મુખ્ય બે વિભાગ પાડી શકાય. સ્થૂલ અને સૂક્ષ્મ. એમાં સ્થૂલશરીર તો ઉપરના છોતરા અથવા કપડાજેવુંજ છે. જેમ કણુસલામાં રહેલું અનાજ છોતરાંના રક્ષણવડે વૃદ્ધિ પામ્યું એટલે પછી તે છોતરાં નકામાં

થાય છે, તેમ સૂક્ષ્મશરીરનો અમુક વિકાસ થયા પછી એ સ્થૂલશરીર પણ નકામું થઇ છૂટી જાય છે. આ સૂક્ષ્મશરીરના જૂદા જૂદા વિભાગોદ્વારા જીવાત્મા જૂદાં જૂદાં અનેક જગતો સાથે સંબંધ ધરાવે છે અને પોતાનો વિકાસ કરે છે.

માણસના સ્થૂળશરીરરૂપી બાહ્ય આકાર ભલે ગમે તેટલા બદલાય, તોપણ તેમાં રહેલો જીવાત્મા તો તેનો તે અને અમરજ છે. અર્થાત્ અમુક વ્યક્તિ આ સ્થૂલશરીરનો ત્યાગ કરે તે ઉપરથી આપણે એમ નથી સમજવાનું કે, તેના જીવનનો અંત આવ્યો છે. "પ્રભુ અનંત બ્રહ્માંડના નાથ છે" એ વાક્યનો અર્થ એજ છે કે, આ વિશ્વમાં આ સ્થૂલજગત ઉપરાંત સૂક્ષ્મ જગતો પણ છે. પરંતુ એ સૂક્ષ્મજગતમાંથીજ નવા જન્મનો પ્રારંભ થાય છે, એમ પણ નથી. કારણ કે જીવન કોઇ પણ વખતે નાશજ પામતું નથી. જીવાત્મા આ સ્થૂલજગત અને શરીરનો ત્યાગ કર્યા પછી તેનો જીવનક્રમ જ્યાંસુધી આવી પહોંચ્યો હોય છે, ત્યાંથી આગળ વધવા માટે પાછું તે નવા શરીરદ્વારા પોતાનું કામ ચાલુ કરે છે. કારણકે જીવાત્માનો સ્વભાવજ ઉન્નતિ પામવાનો છે. જેમ આ સ્થૂલજગત ઉપર વિવિધ પ્રકારનાં મનુષ્યો છે, તેમ સૂક્ષ્મજગતમાં પણ વિધવિધ માનસિક સ્થિતિવાળા જીવાત્માઓ રહે છે. "સરખે સરખાને આકર્ષે છે" આ નિયમ નિરંતર કાર્ય કરી રહેલો હોવાથી આપણે પણ આપણા વિચાર અને જીવનને અનુકૂળ સ્થિતિઓ તથા અસરોને સૂક્ષ્મ જગતમાંથી આપણા તરફ સ્વાભાવિક રીતેજ નિરંતર આકર્ષ્યા કરીએ છીએ. ઘણાકોને આ વાત ખરી લાગતી નથી; પરંતુ વિચાર કરનારને તેની સત્યતા જણાઇ આવે છે. કારણ કે સર્વ જીવાત્માઓનું મૂળ એકજ છે; અને આપણે બધા એ સર્વસામાન્ય અને સર્વગત જીવનમાં એકબીજાની સાથે જોડાયેલાજ છીએ. વળી એની સાથે આ પણ સ્મરણમાં રાખવું ઘટે છે કે, કયા વિચારોને આપણા મનમાં સ્થાન આપવું અને કયા પ્રકારની સ્થિતિને આપણે આપણા તરફ આકર્ષવી, એ વાત પણ આપણા પોતાનાજ હાથમાં છે. અર્થાત્ આપણે સંયોગોના ગુલામ નથી પણ સ્વામી છીએ. સંયોગોને આધીન થવું યા ન થવું, એ આપણાજ હાથમાં છે.

આપણા જીવનરૂપી નાવનું સુકાન આપણા પોતાના હાથમાં રાખીને તેને અમુક માર્ગ તરફ જવા દેવાની અને અમુક માર્ગ

તરફ ન જવા દેવાની કાળજી રાખવી; અથવા તો એ સુકાનને છોડી દઇને આપણી જીવનનૌકાને ગમે તેવા વિચારરૂપી તરંગોને આધીન ગમે તેમ ભટકવા દઇને આમતેમ અથડાતી રાખવી, એ આપણી-જ મરજી અને શક્તિની વાત છે. જો આપણે આપણી જીવનનૌકાને સ્વાધીન રાખી શકીએ તો ગમે તે દેશના અને ગમે તે સમયના ઉમદામાં ઉમદા, મોટામાં મોટા અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પુરુષોના વિચાર આકર્ષી શકીએ તેમ છીએ. ખરેખર, આ વિચારથી આપણને અત્યંત આનંદ થવો જોઇએ.

હું થોડા દિવસ ઉપર મારા એક મિત્ર સાથે ઘોડેસ્વાર થઇ નીકળી પડયો હતો. તે સમયે વાત નીકળી કે "લોકો હવે 'જીવન' જેવા મહત્ત્વના સવાલમાં ઘણો રસ લેવા લાગ્યા છે; આંતરિક શક્તિઓનું બળ જાણવા તેઓ ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરી રહ્યા છે; તેઓમાં પોતાનું ખરૂં સ્વરૂપ અને પોતાનો પરમાત્મા સાથેનો સંબંધ જાણવાની ઉત્કંઠા વધતી જાય છે અને આખા જગતમાં આધ્યાત્મિક જાગૃતિ થતી જણાય છે. ચાલુ સૈકામાં એ જાગૃતિ ખુલ્લી દેખાઇ આવે છે અને આગળ જતાં આપણે આત્મિક ઉત્કર્ષ મોટા પ્રમાણમાં જોવાને ભાગ્યશાળી થઇશું."

આ વાત ચાલી રહી હતી તે વખતે મેં મારા મિત્રને કહ્યું કે "મહાતત્ત્વજ્ઞાની ઇમર્સન જે પોતાના જમાના કરતાં ઘણોજ આગળ વધેલો હતો અને જેણે ઉપર જણાવેલી આત્મિક ઉત્કર્ષની સ્થિતિ જગતમાં લાવવા ભગીરથ પ્રયત્ન કર્યો હતો,તે જો આ સ્થિતિ જોવા-ને અહીં જીવતો હોત તો તેને કેટલો બધો આનંદ થાત ?" મારા મિત્રે પ્રત્યુત્તર વાળ્યો કે "આપણે કેવી રીતે જાણી શકીએ કે, અત્યારે પણ તે આ સઘળું નથી જોતો અથવા તો આ બાબતમાં તેનો હાથ નથી ? આ કામમાં પહેલાં કરતાં પણ તેનો અધિક હાથ હોય તો આશ્ચર્ય શું ?" મારા મિત્રનાં આ વચનો મને ઠીક લાગ્યાં અને મેં તેનો ઉપકાર માન્યો. ખરી વાત એ છે કે, જે લોકોએ અહીં રહીને લોકોના કલ્યાણનું કામ કર્યું હોય છે, તેઓ સૂક્ષ્મજગતમાં રહીને પણ તેવુંજ કામ કર્યા કરે છે. પ્રત્યેક ક્ષણ આપણને પૂરવાર કરી આપે છે કે, જે વસ્તુઓ આપણે ઇંદ્રિયોવડે જોઇ શકીએ છીએ, તેનાથી અનેકગણી વસ્તુઓ ઇંદ્રિયોથી અજ્ઞાત હોય છે. જે ઉત્તમ શક્તિઓ આ વિશ્વમાં તેમજ આપણા જીવનમાં કાર્ય કરી રહી છે, તેને આપણે ચર્મચક્ષુથી જોઇ શકતા નથી; છતાં પણ જગત-

માંની સર્વ વસ્તુઓનાં અને સર્વ કાર્યોનાં કારણો એ અદૃશ્ય શક્તિઓમાંજ રહેલાં હોય છે. હકીકત આ પ્રમાણે હોવાથી જે કોઈ પોતાના વિચારનો નિયામક બને છે તે પોતાનું જીવન કેવા પ્રકારનું થશે તેનો પણ ચોક્કસ નિર્ણય કરી શકે છે.

જેની દિવ્ય દૃષ્ટિ ખીલેલી છે એવો એક તત્ત્વજ્ઞાની લખે છે કે:—

"આધ્યાત્મિક અને ભૌતિક પદાર્થો વચ્ચે એકસરખો નિયમ પ્રવર્તી રહેલો છે. જેઓ ઉદાસ ને નિરૂત્સાહી હોય છે, તે તેવીજ વસ્તુઓને પોતાના પ્રત્યે આકર્ષે છે. અને તેથી તેઓ કદાપિ વિજય પામી નહિ શકતાં ઉલટા બીજાને ભારરૂપ નિવડે છે. બીજી તરફ જેઓ ઉત્સાહી, શ્રદ્ધાવાન અને આનંદી હોય છે તેઓ વિજયનાંજ સાધનોને પોતાના તરફ આકર્ષે છે. અને તેથી તેઓ વિજયી પણ થાય છે. જેમકે કોઈ મનુષ્યનો સ્વભાવ આનંદી કે વિષાદી છે તે તેના ઘરના આગલા કે પાછલા આંગણા તરફ નજર કરવાથી જણાઈ આવે છે; અને સ્ત્રીના પોશાક ઉપરથી તેના મનની સ્થિતિનો ખ્યાલ આવી શકે છે."

"તમારા દરેક વિચારની અક્ષરશઃ કિંમત છે. તમારા શરીરનું બળ, તમારા મનનું બળ, તમારા કાર્યમાં ફતેહ અને તમારી સોબતથી બીજાને મળતો આનંદ, આ સર્વનો આધાર તમારા 'વિચાર' પર રહેલો છે. જે જે દિશામાં તમે તમારા મનને દોરવો છો, તે તે દિશામાંથી તમારો આત્મા તે તે દિશાને અનુકૂળ અદૃશ્ય તત્ત્વોને પોતા તરફ ખેંચે છે. આ રાસાયનિક તેમજ આધ્યાત્મિક નિયમ છે. આ નિયમ કાંઇ આપણે જે સ્થૂળ પદાર્થોને જોઇએ છીએ તેનેજ માત્ર લાગુ પડતો નથી; પરંતુ જોઇ શકીએ છીએ તેના કરતાં દશહજાર-ગણા પદાર્થો આપણાં ચક્ષુઓને અગમ્ય છે; તેને પણ લાગુ પડે છે.

ખ્રિસ્તીધર્મના સ્થાપક ક્રાઇસ્ટનું ફરમાન છે કે 'તમને નુકસાન કરનારાનું પણ ભલું કરો.' શ્રી બુદ્ધદેવે પણ કહ્યું છે કે:–

नहि वैरेण वैराणि समन्तीध कदाचन ।
अवैरेण च सम्मन्ति एस धम्मो सनातनो ॥

વેર કદાપિ વેરથી શાંત થતું નથી, પણ પ્રેમથીજ શાન્ત થાય છે. આ સનાતન નિયમ છે. સારૂં કામ કરવું એ કુદરતમાં રહેલાં શુભ અને શક્તિમાન તત્ત્વોને પોતા તરફ આકર્ષવા બરાબર છે; અને ખરાબ કર્મ કરવાથી ખરાબ તત્ત્વો આપણા તરફ આકર્ષાય છે. આ વાત જ્યારે આપણે બરાબર સમજીશું, ત્યારેજ આપણે

આપણા પોતાના કલ્યાણને ખાતર ખરાબ વિચારો કરતા અટકીશું. 'જેઓ દ્વેષસહિત જીવે છે, તેઓ દ્વેષમાંજ મરણ પામે છે.' તેનો અર્થ એજ છે કે 'જેઓ તરવારથી જીવે છે, તેઓ તરવારથીજ મરે છે.' દરેક ખરાબ વિચાર એ સામા મનુષ્યપર ઉગામેલી તરવાર છે અને જો સામો મનુષ્ય પણ તરવાર ઉગામેછે તો બન્નેને તેનું ભયંકર ફળ ભોગવવું પડે છે.

આકર્ષણનો ઉપલો નિયમ દરેક જગતપર એકસરખી રીતે પ્રવર્તી રહેલો છે. જેની આપણે ઇચ્છા કરીએ અથવા આશા રાખીએ તે આપણા તરફ આકર્ષાય છેજ. જો આપણે ઇચ્છા એક વસ્તુની કરીએ અને આશા બીજી વસ્તુની રાખીએ તો 'બે ઘરનો પરોણો ભૂખે મરે' એની પેઠે આપણને કાંઈ પણ લાભ થતો નથી. માટે જેની ઈચ્છા કરો તેનીજ આશા પણ રાખો. આ રીતેજ તમારો ઇષ્ટ પદાર્થ તમને આવી મળશે. કોઇ પણ અમુક વિચારને તમે તમારી સાથે રાખો, એટલે જ્યાંસુધી તમારો તે વિચાર કાયમ રહેશે, ત્યાં-સુધી તમે પૃથ્વીપર કે દરિયાપર ગમે ત્યાં ફરશો તોપણ જાણતાં કે અજાણતાં તમારા તે મુખ્ય વિચારને અનુકૂળ તત્ત્વો નિરંતર તમે આકર્ષ્યાજ કરવાના.

વિચાર બહુ પ્રબળ ઇચ્છારૂપે હોય અને તે ઇચ્છા પરિપૂર્ણ થવાની દૃઢ આશા હોય; એનું નામજ 'શ્રદ્ધા' છે. જેટલા પ્રમાણમાં એ ઇચ્છા પ્રબળ હોય છે અને જેટલા પ્રમાણમાં તેનાપર એ આશારૂપી જળ સિંચાય છે; તેટલા પ્રમાણમાં તે પોતાના તરફ ઇષ્ટ પદાર્થને અવશ્ય આકર્ષે છે; અને તે પદાર્થ અદૃશ્ય હોય તો તેને દૃશ્ય સ્વરૂપમાં પણ લાવે છેજ.

પરંતુ જો એ શ્રદ્ધામાં જરા પણ શંકા કે ભયનો વિચાર ભળી ગયો તો તેનું બળ મંદ પડી જાય છે અને ઇચ્છા ફલિભૂત થતી નથી. કોઈ પણ વિચારને જો મન આગળ વારંવાર ધરવામાં આવે અને જો દૃઢ શ્રદ્ધારૂપી જળસિંચન તેને મળે, તો તે વિચારનું બળ એટલું બધું વધે છે કે તેની સામે કોઇ પણ અંતરાય ટકી શકતો નથી અને પરિણામ સંતોષકારક આવ્યા વિના રહેતું નથી.

હાલ આપણને માલૂમ પડતું જાય છે અને ભવિષ્યમાં વિશેષ માલૂમ પડશે કે, શ્રદ્ધાના સંબંધમાં ઉપર જે જે વચનો કહેલાં છે તે હવાઇ કલ્પના નહિ, પરંતુ શાસ્ત્રીય બાબત છે; અને તેનો પાયો અચળ નિયમોપર રચાયેલો છે. વળી હવે પ્રયોગોદ્વારા પણ વિચાર-

શક્તિની પાછળ રહેલા નિયમો શોધી કઢાવાની તૈયારીમાં છે.

આજકાલ સંકલ્પબળવિષે ઘણું કહેવામાં આવે છે. સંકલ્પબળ બે પ્રકારનાં છેઃ–એક લૌકિક અને બીજું દૈવી. એમાં લૌકિક સંકલ્પબળ એ મન અને શરીરને લગતું છે; અને તેથી તે ઉતરતા પ્રકારનું ગણાય છે. જેમને ખબર નથી કે, સ્થૂલ ઇંદ્રિયો અને મન કરતાં ઘણુંજ ચઢિયાતું એવું આધ્યાત્મિક જીવન પણ રહેલું છે; તેવાજ મનુષ્યો ઉતરતા પ્રકારનું જીવન ગાળે છે. ઉચ્ચ જીવનનો અનુભવ થવાથી કાંઈ ઇંદ્રિયો અને મનની શક્તિ ઘટતી નથી; પણ આધ્યાત્મિક શક્તિથી પોષાઇને પૂર્ણપણે ખીલે છે અને તેથી ત્યાગ તથા ગ્રહણ કરવાની શક્તિ ઘણીજ તીવ્ર બને છે.

જે મનુષ્ય દિવ્ય પરમાત્મતત્ત્વ સાથેનું પોતાનું ઐક્ય સમજી શકયો હોય છે; તેનું સંકલ્પબળ પણ 'દૈવી સંકલ્પબળ' બને છે. કેમકે "મારામાં રહેલું પરમાત્મતત્ત્વ ઘણુંજ સમર્થ છે" એ વાત તે બરાબર સમજતો હોય છે.

લૌકિક સંકલ્પબળ સંકુચિત અને મર્યાદિત હોય છે; ત્યારે દૈવી સંકલ્પબળ અપરિમિત એટલે કે હદવિનાનું અને સર્વોત્તમ હોય છે. "સઘળી વસ્તુઓ તમારે વાસ્તે ખુલ્લી છે અને તમારે સ્વાધીન છે" એમ 'ઉચ્ચ આધ્યાત્મિક નિયમ' તમને મુક્તકંઠે જણાવે છે. જે પ્રમાણમાં તમે તમારા લૌકિક સંકલ્પબળને દૈવી સંકલ્પના રૂપમાં ફેરવી નાખો છો અથવા જે પ્રમાણમાં તે દૈવી સંકલ્પબળ સાથે સંબંધમાં આવીને તદનુસાર વર્તો છો, તે પ્રમાણમાં તમે પોતે પણ અવશ્ય સર્વોત્તમ બનો છો; અને તેમ થવાથી પછી **"જે જે આજ્ઞા તું કરીશ તદનુસાર વસ્તુઓ બની જશે"** એવા અતિ ઉત્તમ અધિકારને લાયક બની શકો છો. જીવનનું અને તેનામાં રહેલી શક્તિનું રહસ્ય તથા હેતુ એજ છે કે, મનુષ્યે તે પરમતત્ત્વની સાથે સંબંધ બાંધવો જોઇએ; વધારવો જોઇએ; અને તે જ્ઞાનપૂર્વક નિરંતર ચાલુ રહે તેવો પ્રયત્ન કરવો જોઇએ.

દરેક જીવન **કોની સાથે સંબંધમાં આવે છે તેનાજ** ઉપર **તેની ચઢતી કે પડતી થવાનો આધાર રહેલો છે.** પરમતત્ત્વ વિશ્વવ્યાપી હોવા ઉપરાંત વિશ્વથી શ્રેષ્ઠ અને બહાર પણ છે. એ તત્ત્વ પ્રથમની પેઠેજ આજે પણ વિશ્વમાં તમારા અને મારા તેમજ સર્વના જીવનમાં વ્યાપી રહેલું છે; સર્વદ્વારા કામ કરે છે અને સર્વપર રાજ્ય કરે છે. વિશ્વના આ મહાન નિયમોને એક વાર

સમજી લીધા પછી પણ જાણે એ તત્ત્વ ચાલી ગયું હોય એવું માનવાને દોરવાઈ જઈએ છીએ એ ગંભીર ભૂલ થાય છે. જેટલા પ્રમાણમાં તે તત્ત્વને વિશ્વવ્યાપી, વિશ્વાતીત અને સર્વશ્રેષ્ઠ માનીએ છીએ; તેટલાજ પ્રમાણમાં તેની મહત્તા અને શક્તિમાં ભાગ લેવાને આપણે સમર્થ બનીએ છીએ. જેટલા પ્રમાણમાં આપણે એ પરમ-તત્ત્વને જીવન અને શક્તિના અનંત મૂળરૂપ માનીએ છીએ અને તેમ માનીને તેની સાથે જેટલા પ્રમાણમાં સંબંધમાં આવીએ છીએ, તેટલાજ પ્રમાણમાં તે તત્ત્વના દિવ્ય ગુણો આપણામાં પ્રકટ થતા ચાલે છે. જેટલા પ્રમાણમાં આ વિશ્વવ્યાપી અને વિશ્વાતીત પરમાત્મતત્ત્વના પ્રવાહને આપણામાં આવવાનાં દ્વાર આપણે ખુલ્લાં રાખીએ છીએ; તેટલા પ્રમાણમાં આપણે તેમાં રહેલા દિવ્ય ગુણો અને શક્તિઓની પ્રણાલિકારૂપ બનતા ચાલીએ છીએ અને આપણા-દ્વારા તેમાંનું દિવ્ય જ્ઞાન અને સામર્થ્ય આપણામાં થઈને વહેવા લાગે છે.

મનરૂપી સાધનવડેજ આંતર્જીવન અને સ્થૂલજીવનનો સંબંધ થાય છે અને આંતર્જીવન સ્થૂલજીવનદ્વારા વ્યક્ત થવા માંડે છે. જેટલા પ્રમાણમાં મનરૂપી સાધનવડે દૈવી તત્ત્વ સાથે આપણે આપણું ઐક્ય અનુભવીએ છીએ, તેટલા પ્રમાણમાં દિવ્ય જીવનનો પ્રકાશ આપણામાં સ્ફુરે છે, પ્રતિભા ખીલે છે અને જે જ્ઞાન તથા શક્તિદ્વારા આપણે પરમાત્મતત્ત્વના સંબંધમાં આવીએ છીએ, તે જ્ઞાન અને શક્તિની ખીલવણી આપણામાં થતી ચાલીને કુદરતનાં અને જીવનનાં ગૂઢ રહસ્ય આપણા આગળ ખુલવા માંડે છે; આપણા દૈવી સ્વભાવનું આબેહુબ ભાન થાય છે અને આપણે વ્યક્તિભાવે પણ તે પરમતત્ત્વનાજ સાક્ષાત્ અંશરૂપ હોઇએ, એવું સ્પષ્ટ સમ-જાવા લાગે છે. આ પ્રમાણે આધ્યાત્મિક શક્તિ–સામર્થ્ય પ્રકટવાથી માણસની આંતરદૃષ્ટિ પણ ખુલ્લી થઇ જાય છે અને જે જે વસ્તુ તરફ તે પોતાનું લક્ષ્ય આપે છે, તે તે વસ્તુનાં સ્વભાવ, લક્ષણ, હેતુ વગેરે સહેલાઈથી તેના જાણવામાં આવે છે. માણસની સ્થૂળ ઇંદ્રિયો **બહિર્મુખ** વળેલી હોય છે, તેમ આ **આંતરપ્રતિભા અંતર્મુખ** વળેલી હોય છે; અને તેથી કોઇ પણ બાહ્ય સાધન-વિના સત્યને જોવા–ઓળખવાની અને ગ્રહણ કરવાની શકિત પણ આ આંતરપ્રતિભામાં રહેલી હોય છે. જે જે આધ્યાત્મિક શિક્ષણો અથવા ઉદ્‌ગારો પ્રેરણાથી મળેલાં કહેવાય છે તે પણ અંતરાત્માની

આ અપૂર્વ શક્તિદ્વારાજ મળેલાં હોય છે ને મળે છે. આ રીતે અનંત જ્ઞાનમય દિવ્ય શક્તિના સંબંધમાં આવનારો મનુષ્ય તેની દિવ્ય પ્રેરણાઓ ગ્રહણ કરે છે અને અનુભવસિદ્ધ જ્ઞાની તથા મંત્રદ્રષ્ટા બની રહે છે.

ઉપર કહેલી દશામાં મન બંધનરહિત બને છે અને પક્ષપાતરહિત થવાથી **પ્રથમ દૃષ્ટિએજ** સત્યને ગ્રહણ કરી શકે છે. તથા બાહ્યસાધનની જરૂર નહિ રહેતાં સર્વ કાંઇ આંતરપ્રતિભાથી જણાઇ આવી ઇશ્વરી યોજના પણ સમજાઇ જાય છે અને તેથી તે તેની સાથે તો તન્મય થયા વિના રહીજ શકતો નથી.

કેટલાક આ આંતરપ્રતિભાને આત્માનોઅવાજ કહે છે; કેટલાક ઇશ્વરી નાદ તરીકે લેખે છે; અને કેટલાક તેને છઠ્ઠી ઇંદ્રિયના નામથી જણાવે છે, કે જે આપણી આંતર-આધ્યાત્મિક ઇંદ્રિય છે.

જેટલા પ્રમાણમાં આપણને આપણા સત્ય સ્વરૂપનું ભાન થતું આવે છે અને પરમાત્મતત્ત્વ સાથેના આપણા ઐક્યનો અનુભવ થતો ચાલે છે તથા .તેના દિવ્ય પ્રવાહને વહેવાની પ્રણાલિકારૂપ આપણે થતા જઇએ છીએ,તેટલા પ્રમાણમાં આ આત્મિક અવાજ-આ ઇશ્વરી નાદ-આ આંતરપ્રતિભાનો અવાજ-આપણને ખુલ્લી રીતે સંભળાવા લાગે છે; અને જે પ્રમાણમાં તે સ્પષ્ટ સાંભળીને તદનુસાર આપણું વર્તન બનાવતા ચાલીએ છીએ, તેટલા પ્રમાણમાં તે અવાજ પણ વધારે ને વધારે 'પ્રકટ' થતો ચાલે છે; તથા આખરે તે પોતેજ આપણો અને આપણાદ્વારા બીજા અનેકોના જીવનપથનો માર્ગદર્શક દીપક બની રહે છે.



# પ્રકરણ ૩ જું

## આરોગ્ય અને શારીરિક બળ

પરમાત્મા અનંત ચૈતન્યરૂપ છે. જો આ અનંત ચૈતન્યના આપણે આપણને વારસરૂપ માની શકીએ (કે જે વાત પ્રથમથીજ પૂરેપૂરી ખરી છે)અને તેના દિવ્ય પ્રવાહને ઝીલવાને આપણા હૃદયનાં દ્વાર ઉઘાડાં રાખીએ, તો તેની અસર કેવળ આપણા આધ્યાત્મિક જીવનપર થશે એટલુંજ નહિ પણ સ્થૂલશરીરમાં પણ તે અસર પ્રકટ થશે.

અનંત ચૈતન્યનો સ્વભાવ અને સ્વરૂપજ એવું છે કે તેમાં રોગને તો કોઇ કાળે સ્થાનજ મળી શકે નહિ અને તેથી તે અનંત ચૈતન્ય જેનાદ્વારા વહેવા લાગે તેમાં પણ રોગ સંભવી શકે નહિ.

આ વિષયની શરૂઆતથીજ આ વાત આપણે ખૂબ ધ્યાનમાં રાખવાની છે કે "સઘળું જીવન અંદરથીજ બહાર આવીને પ્રકટ થાય છે." શાશ્વત નિયમ આપણને સ્પષ્ટ જણાવે છે કે **"જેવું અંદર તેવું બહાર," "જેવું કારણ તેવું કાર્ય"** બીજા શબ્દોમાં કહીએ તો વિચારો, માનસિક સ્થિતિઓ અને લાગણીઓની વખત જતાં સ્થૂલ આકાર પણ લીધા વિના રહેતી નથી.

કોઇ કોઈ કહે છે કે "મનની શરીરપર થતી ખાસ અસર વિષે ઘણુંય સાંભળવામાં આવે છે, પણ આ બાબત માનવી કે કેમ તે સમજાતું નથી." શું તમે આ બાબત નથી માનતા ? કોઇ એકાએક તમને માઠા સમાચાર જણાવે છે કે તરતજ તમે ફિક્કા પડી જાઓ છો, કંપો છો અથવા તો તમને મૂર્છા આવી જાય છે, એનું કારણ શું ? કેમકે એમાં ખબર તો માત્ર તમારા મનનેજ મળેલી હોય છે.

ધારો કે, તમારો એક મિત્ર જમતી વખતે એકાદ અપ્રિય વચન કહે છે, તેથી તમને કેવું લાગી આવે છે ? તમે જે રુચિથી ને જે સ્વાદથી ખાતા હો છો તે સ્વાદ ને તે રુચિ તેજ પળે ઉડી જાય છે. હવે તમને જે કહેવામાં આવ્યું હતું તેણેજ તમારા મનપર અને મનદ્વારા શરીરપર અસર કરી,એ શું તમને આ ઉપરથી નથી જણાતું ?

જુઓ, પેલો ઘસડાતા પગે ચાલતો મનુષ્ય દેખાય છે. તેના

રસ્તામાં કાંકરી આવવાથી પણ તે ગબડી પડે છે. તેનું કારણ શું? કારણ એટલુંજ કે, તે માણસ નિર્બળ મનનો છે–તેનું મગજ ખસી ગયું છે, તે ગાંડો છે. ટુંકાણમાં કહીએ તો તેના મનની બિમાર સ્થિતિએજ તેના શરીરની બિમાર સ્થિતિ આણી છે. જેનું મન સ્થિર છે, તેના પગ પણ સ્થિર રીતે ઉપડે છે અને પડે છે; અને જેનું મન અનિશ્ચિત છે, તેના પગ પણ અનિયમિતજ ચાલે છે.

કોઇ વાર એકાએક તમારાપર અડચણનો પ્રસંગ આવી પહોંચતાં તમે થરથર ધ્રૂજો છો અને ભયથી નિર્બળ બની જાઓ છો. તમારી ચાલવાની શક્તિ એ સમયે શાથી અટકી જાય છે? તમે શાથી કંપો છો? આટલો પ્રત્યક્ષ અનુભવ હોવા છતાં પણ તમે એમ કહી શકશો ખરા કે, મનની શરીરપર અસર નથી થતી?

તમારામાં કોઇ વાર એકાએક ક્રોધનો આવેશ આવી જાય છે. અને થોડા સમય પછી તમે જણાવો છો કે, તમારા માથામાં દુખાવો થાય છે; છતાં પણ તમે શું માની નથી શકતા કે, વિચારો અને લાગણીઓ શરીરપર ભારે અસર કરે છે?

બેએક દિવસ ઉપર હું મારા એક મિત્ર સાથે ચિંતાસંબંધી વાતો કરતો હતો, તેવામાં તે બોલી ઉઠયો કે "મારા પિતાને નજીવી બાબતોની પણ ચિંતા કરવાની ટેવ પડી ગઈ છે."

મેં કહ્યું કે "તમારા પિતા તંદુરસ્ત નથી, મજબૂત નથી, ઉત્સાહવગરના છે, તેમનામાં જુસ્સો નથી, જાગૃતિ નથી." તે પછી તેના પિતાની સ્થિતિસંબંધી અને તેને થતા દુ:ખસંબંધી વધારે વિસ્તારથી મેં ખ્યાલ આપ્યો.

આ મારા જવાબથી તે આશ્ચર્ય પામ્યો અને બોલી ઉઠયો કે "તમે મારા પિતાને ઓળખતા નથી તોપણ તેમના રોગનું આટલું બારીક જ્ઞાન તમને કેવી રીતે થયું?"

મેં જવાબ આપ્યો કે "તમે મને હમણાંજ જણાવ્યું કે, તમારા પિતાને નકામી બાબતોની ચિંતા થયા કરે છે; એ ઉપરથી તમારા પિતાના શારીરિક વ્યાધિનું માનસિક કારણ મારા જાણવામાં આવ્યું. તમારા પિતાની સ્થિતિસંબંધી કહેવામાં મેં તે કારણનું જે સ્વાભાવિક ફળ આવી શકે તેજ દર્શાવ્યું છે."

ભય અને ચિંતાથી શરીરમાં જીવનપ્રવાહને વહેવાના માર્ગો સંકોચાઇ જાય છે અને તેથી શરીરમાં પ્રાણશક્તિ બહુજ ધીમેથી વહેવા લાગે છે. જ્યારે પણ આશા અને શાંતિને લીધે જીવન-

પ્રવાહના માર્ગો શરીરમાં વધારે વિકસિત–ખુલ્લા થાય છે ત્યારે શરીરમાં પ્રાણશક્તિ એટલા તો વેગથી કૂદકા મારતી વહેવા લાગે છે કે જેથી રોગને તો શરીરમાં સ્થાનજ મળી શકે નહિ.

એક સ્રી પોતાને થયેલા એક શારીરિક વ્યાધિવિષે મારા એક મિત્ર આગળ વાત કરતી હતી. મારો મિત્ર જાણતો હતો કે, તે સ્રી અને તેની બહેન વચ્ચે ઘણો અણબનાવ હતો. તે સ્રીએ જણાવેલાં વ્યાધિનાં ચિહ્નો વગેરેની હકીકત તેણે શાંત મનથી સાંભળ્યા પછી તે સ્રીના સામું બારીક નજરે નિહાળીને તેણે માયાળુ અવાજથી કહ્યું કે **"તમારી બહેનને માફી આપો."** તે સ્રીએ તે સલાહ આપનાર તરફ જોઈને કહ્યું કે "મારી બહેનને માફી આપી શકું નહિ." તેણે પણ દૃઢતાથી જવાબ આપ્યો કે "ત્યારે તો તમે પણ તમારાં આંગળાંની અકડાઈ અને સંધિવા વગેરે રોગો ભોગવ્યાંજ કરો."

થોડાં અઠવાડીઆં પછી પાછી તે સ્રી તે સલાહ આપનારા મારા મિત્ર પાસે આવીને કહેવા લાગી કે "તમારી સલાહ પ્રમાણે ચાલીને મેં મારી બહેનને હૃદયથી ક્ષમા આપી; તેથી અમારી વચ્ચે ફરીથી સ્નેહની સાંકળ જોડાઇ ગઇ છે. કોણ જાણે શા કારણથી, પણ જ્યારથી અમે એકબીજાને ફરીથી ખરા દિલથી ચાહવાનો આરંભ કર્યો, ત્યારથી મારા વ્યાધિનાં ચિહ્નો ધીમે ધીમે ઓછાં થવા લાગ્યાં અને આજે તો તે દરદનું નામનિશાન પણ રહ્યું નથી ! હાલ મારી બહેન સાથે મારે એવો પ્રેમસંબંધ બંધાયો છે કે હવે એક–બીજાંથી વિખૂટાં પડવું એજ દુઃસહ્ય લાગે છે. "

ઉપર જણાવ્યા તેને મળતા ખરેખરા બનેલા ઘણા દાખલાઓ આપી શકાય. એક વાર એક માતાના મનમાં ક્રોધનો ઉભરો હદઉપરાંત આવી જવાથી તેનું ધાવણું બાળક ધાવ્યા પછી કલાકમાંજ મરી ગયેલું જણાયું ! આનું કારણ એજ હતું કે, તે માતાનું દૂધ ક્રોધનાં ઝેરી પરમાણુઓની અસરથી ઝેરી બની ગયું હતું. કેટલાક દાખલાઓમાં માતાના ક્રોધને લીધે તેનું ધાવણું બાળક ભારે મંદવાડમાં પડયું હતું અથવા તો તેને આંકડી આવી હતી.

નીચેનો પ્રયોગ કેટલાક વિજ્ઞાનશાસ્રીઓએ અનેક વાર અજમાવ્યો છે. કેટલાક મનુષ્યોને એક ગરમ ઓરડીમાં બેસાડવામાં આવતા હતા. એ દરેક મનુષ્ય જૂદા જૂદા સ્વભાવનો હતો. કોઇ ક્રોધી હતો, તો કોઈ વિષયી હતો. ગરમીથી સર્વને પરસેવો થયા

પછી તે પ્રયોગ કરનારે દરેકના શરીરપરથી પરસેવાનું એકેક ટીપું લીધું અને રાસાયનિક પ્રયોગથી તેનું પૃથક્કરણ કરી જોઇને તેજ વખતે કહી આપ્યું હતું કે, અમુક અમુક મનુષ્યમાં કયી કયી લાગણી પ્રબળ હતી. મનુષ્યોના થુંકનું પૃથક્કરણ કરીને પણ ઉપર પ્રમાણેજ પરિણામ તે કહી શકતો હતો.

એક પ્રખ્યાત અમેરિકન ડૉકટર, જેણે મનુષ્યના બંધારણમાં કયાં તત્ત્વો કેવી રીતે ભરેલાં છે, તે વગેરેનો સારો અભ્યાસ કર્યો છે તે જણાવે છે કેઃ—

"મન એજ શરીરનો સ્વાભાવિક રચનાર છે. કોઈ પણ આકાર કોઇ પણ રોગ અથવા દુર્વ્યસનની કલ્પના પ્રથમ જ્યારે મનમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તેનું માનસિક ચિત્ર ખડું થાય છે અને પછી તેની અસર શરીરપર થવા લાગે છે. ક્રોધથી થુંકમાં એટલો ફરક પડી જાય છે કે તે થુંક જીવનનો નાશ કરનાર વિષ-રૂપ પણ બની જાય છે. એકાએક થઇ આવતી પ્રબળ લાગણીઓ-ની એટલી બધી અસર થાય છે કે ઘણી વાર તેથી હૃદયને ભારે ધક્કો પહોંચે છે અને કેટલીક વાર તો હૃદયનું ધબકવું સદાને માટે બંધ થઈ જઇને મનુષ્ય મરણને શરણ થાય છે. સખ્ત લાગણી-ઓના આવેશથી મનુષ્યો ગાંડા થઇ જવાના દાખલા પણ મોજુદ છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ કેટલાએક પ્રયોગો કરીને સિદ્ધ કર્યું છે કે, સામાન્ય મનુષ્યના પરસેવામાં અને અપરાધ કરવાથી જેનું કાળ-જું ધડકી રહ્યું હોય તેવા અપરાધી મનુષ્યના પરસેવામાં બહુજ ફેર હોય છે."

"ભયરૂપી રાક્ષસે હજારો મનુષ્યોના પ્રાણ લીધા છે અને ધૈર્ય-રૂપી દેવે હજારો મનુષ્યોને પ્રાણ આપ્યા છે, એ બાબત સર્વત્ર પ્રસિદ્ધ છે. ઘોડાઓ કેળવવામાં નિપુણ **રેરી** સાહેબ જણાવે છે કે, ક્રોધી શબ્દથી ઘોડાપર એટલી બધી અસર થાય છે કે જેથી તેની નાડીના ધબકારામાં એક મિનિટમાં દશનો વધારો થાય છે. ક્રોધ-થી પશુઓ ઉપર પણ જો આટલી બધી અસર થાય તો પછી મનુષ્યો અને કોમળ સ્વભાવનાં બાળકોપર તેની કેટલી બધી અસર થવી જોઇએ, એ સહેજે સમજાય તેમ છે. મનુષ્ય કોઇએક પ્રબળ લાગણીથી ગભરાઇ જતાં કેટલીક વાર તેને ઉલટી થાય છે. બહુજ ભયથી મનુષ્યને કેટલીક વાર કમળો થઇ આવે છે. અતિશય ગુસ્સો ચઢવાથી કેટલાકને વાઈ આવે છે અને કેટલાક-

નાં મરણુ પણુ થાય છે. ભયંકર ચિંતામાં એક રાત્રિ પસાર થવાને લીધે આખું જીવન નીરસ બની ગયાના અનેક દાખલા મળી આવે છે. અતિશય શોકથી, લાંબા સમયની ઈર્ષ્યાથી, હમેશના ઉદ્વેગથી અને હૃદયને ચૂસી લેતી ચિંતાથી અનેક મનુષ્યો ગાંડા બની ગયા છે. કારણુ કે નિર્બળતાના વિચારો અને મનની પ્રતિકૂળતાઓ રોગને ઉત્પન્ન કરનારૂં વાતાવરણુ બનાવે છે અને તેવા વાતાવરણુથી મનુષ્યો અપરાધ કરવાને દોરવાય છે. ”

ઉપલી હકીકતો ઉપરથી મહત્ત્વની વાત એ સિદ્ધ થાય છે કે, જૂદી જૂદી માનસિક વૃત્તિઓ, લાગણીઓ અને વિકારોની શરીર-પર જૂદી જૂદી અસર જરૂર થાય છે; અને અમુક વૃત્તિ વિશેષ પ્રકારે પોષવામાં આવે તો તે અમુક રોગ પણુ ઉત્પન્ન કરે છે અને તે રોગ ધીમે ધીમે જડ ઘાલે છે.

વૃત્તિઓની શરીરપર કેવી રીતે અસર થાય છે, તે વાત હવે ટુંકમાં વિચારીએ. ધારો કે, અમુક મનુષ્યમાં અતિશય ક્રોધ વ્યાપી રહ્યો છે. આ ક્રોધરૂપી મનોવિકારને લીધે તેના શરીરમાં ભયંકર તોફાન ચાલે છે; જેના પરિણામે શરીરનું પોષણુ કરનાર રસ વગેરે ધાતુઓ વિષમય બને છે અને પોતાનાં સ્વા-ભાવિક કામ કરવાને બદલે, શરીરમાં આવાં ઝેરી તત્ત્વો ફેલાવાથી રોગની ઉત્પત્તિ થાય છે; અને જો આવી ક્રિયા લાંબો વખત ચાલે તો તે રોગ ઘર પણુ કરે છે. આથી ઉલટું પ્રેમમય, પરોપકારી, દયામય અને શુભેચ્છાની લાગણીઓ તથા વિચારોથી શરીરમાં રહેલો રસ, લોહી વગેરે ધાતુ શુદ્ધ બને છે અને તે આરોગ્યને વધારનાર તથા નવું બળ આપનાર નીવડે છે. કારણુ કે એથી શરીર-ની બધી નાડીઓ પ્રફુલ્લિત બને છે, લોહી છૂટથી વહેવા લાગે છે અને રસ, લોહી તથા ધાતુમાં એટલી બધી તાકાત આવે છે કે તેથી ઝેરી અને રોગજનક બીજોનો નાશ થઇને શરીર ઘણુંજ સુદૃઢ તથા નિરોગી બને છે.

કોઈ કોઇ વૈદ્ય કે ડૉકટર રોગીને ઘેર જાય છે; ત્યારે તે દવા નથી આપતો; પણુ તે પોતાને જોવા આવ્યો છે અને પોતાની સંભાળ લે છે, એવા વિચારથીજ તે રોગીને ઠીક લાગે છે. કારણુ કે તે વૈદ્ય પોતાની સાથે આરોગ્યનું વાતાવરણુ લઇ જાય છે. અર્થાત વૈદ્યનું પ્રસન્ન મુખ, આનંદી સ્વભાવ અને મધુર વાર્તાલાપજ રોગી-પર આરોગ્યનો વરસાદ વરસાવે છે. રૂડો વૈદ્ય પોતાની સાથે લે

રોગીને ઘેર 'આશા'નો પ્રવાહ લઇ જાય છે અને રોગીને આપતો આવે છે. ખરૂં પૂછો તો વૈદ્યે આપેલી આશા, હિંમત અને ધીરજની ગુપ્ત પણ પ્રબળ અસર તે દરદીપર થવા લાગે છે અને તેથી પ્રથમ તો તેનું મન સુધરવા લાગે છે; જેથી પછી ધીમે ધીમે તેનું તન પણ સુધરતું જાય છે. તાત્પર્ય એજ કે, જેથી કરીને રોગીના મનમાં દૃઢ આશા ઉત્પન્ન થઈને તે આનંદી, ઉત્સાહી, નચિંત અને ધૈર્યવાન બને તેવી સર્વ બાબતો તેના શરીર માટે પણ તેટલીજ લાભકારી નીવડે છે. દૃઢ આશા અથવા અચળ ધૈર્યને સંજીવિની માત્રા કહીએ તોપણ તેમાં અતિશયોક્તિ નથી.

એક રોગી પોતાના એક મિત્રને કહેતો કે "તમે જ્યારે મારી પાસે હો છો ત્યારે મને બહુજ આનંદ લાગે છે." આ કથનમાં ગંભીર શાસ્ત્રીય રહસ્ય રહેલું છે. ઉત્તમ મનુષ્યો અને મહાત્માઓના દર્શનમાં તેમજ શબ્દોમાં પણ પુષ્કળ આરોગ્ય ભરેલું હોય છે. અમુક પ્રકારની સૂચનાઓ અને વાતોથી પણ સામા મનુષ્યના મનપર કેટલી બધી પ્રબળ અસર થાય છે, તેનો અભ્યાસ કરવાથી ઘણોજ બોધ મળી શકે તેમ છે; કારણ કે સૂચન પણ એક પ્રબળ શક્તિ છે.

શરીરરચનાનો એક પ્રવીણ અભ્યાસી અને પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી પોતાની પ્રયોગશાળામાં અનેક પ્રકારના પ્રયોગો કરી જોયા પછી લખે છે કે, મનુષ્યનું આખું શરીર, હાડકાં, માંસ, સ્નાયુ વગેરે એક વર્ષ કરતાં પણ ઓછા વખતમાં સર્વાંશે બદલી શકાય અને શરીરના કેટલાક ભાગો તો પંદરજ દહાડામાં ફેરવી શકાય.

અહીં કદાચ કોઈ પ્રશ્ન કરશે કે, શું કેવળ આંતરશક્તિના પ્રયોગથી રોગિષ્ઠ શરીરને નિરોગી સ્થિતિમાં લાવી શકાય ? જવાબ એજ કે, જરૂર લાવી શકાય અને તે સ્થિતિમાં લાવવાનો સ્વાભાવિક માર્ગ પણ એજ છે. અમુક દવાઓ, ઔષધો કે બાહ્યોપચાર એ તો બધા બનાવટી માર્ગ છે. જીવનશક્તિના સ્થૂલમાર્ગમાં જે કાંઇ અડચણરૂપ હોય તેને દૂર કરવું એટલુંજ કાર્ય દવાઓ તો કરી શકે; બાકી શરીરના વ્યાધિ મટાડવાનું ખરેખરૂં કામ કરનાર તો આંતરશક્તિઓજ છે. એક અતિશય પ્રખ્યાત સર્જને થોડાજ સમયપર પોતાના ભાઇબંધ ડૉકટરો આગળ આ સંબંધમાં પોતાનો નિડર મત આ પ્રમાણે જણાવ્યો હતો:–"શરીરને પોષણ આપનારૂં ખરૂં તત્ત્વ જે જીવનશક્તિ, તેનો ઘણાં સૈકાંઓથી વૈદકશાસ્ત્રમાં બિલકુલ ઉપ-

યોગ કરવામાં આવ્યો નથી અને મન ઉપર જડવસ્તુની શી અસર થાય છે,તે ઉપરજ બધા ડૉકટરોનું ધ્યાન રોકાઇ રહ્યું છે અને ઉપાયો પણ તેને અનુસરીનેજ શોધવામાં આવ્યા છે. આનું પરિણામ એ આવ્યું છે કે, ડૉકટરો સમયની સાથે પ્રગતિ કરી શકતા નથી અને તેથી શરીરના રોગો દૂર કરવામાં મન કેટલો અગત્યનો ભાગ ભજવે છે તેનો વિચાર તો માત્ર બીજરૂપેજ કોઇકોઇ સ્થળે જોવામાં આવે છે. પરંતુ હવે આ વીસમી સદીમાં કુદરતની ગુપ્ત શકિતઓ શોધવા અને તેનો ઉપયોગ કરવા તરફ મનુષ્યજાતિનો આગળ વધેલો ભાગ દોરવાતો જાય છે.ડૉકટરોને પણ હવે માનસશાસ્ત્રનો અભ્યાસ કરવાની અને મનની શરીરપર થતી અસરનો સવાલ સૂક્ષ્મ રીતે તપાસવાની જરૂર દેખાતી જાય છે. આ બાબતમાં હવે જરા પણ ઢીલ, શંકા કે આનાકાની કરવા જેવું રહ્યું નથી. હવે તો જે પાછળ પડયો તે મર્યોજ સમજવો. કારણ કે મનુષ્યજાતિ હવે પ્રગતિના આ માર્ગમાં દાખલ થઇ ચૂકી છે.”

ભૂતકાળમાં આ બાબતમાં કેટલાકોએ મૂર્ખતાનાં કામ કર્યાં છે, તે મારી જાણબહાર નથી. પણ તે ઉપરથી માનસશાસ્ત્રને લગતા મહાન નિયમો અસત્ય ઠરતા નથી. દરેક તત્ત્વજ્ઞાન અથવા ધર્મના પ્રારંભકાળમાં આવુંજ બને છે; પરંતુ વખત જતાં એમાં જે મૂર્ખતા ભરી અને વિચિત્ર વાતો હોય છે તે નાશ પામી જઇ ખરાં શાશ્વત તત્ત્વો હોય તેજ સ્વચ્છ સ્વરૂપમાં જગત સમક્ષ પ્રકટ થતાં જાય છે.

આ માનસિક શક્તિઓનો ઉપયોગદ્વારા બહુજ થોડા સમયમાં ઘણા રોગો સર્વાંશે મટી ગયાના દાખલા મારી પોતાની જાણમાં છે. કેટલાક દરદીઓ, જેમના રોગ ડૉકટરોએ અસાધ્ય ગણી કાઢેલા, તેવા દરદીઓને પણ આ રીતિથી આરામ થવા પામ્યો છે. જૂદા જૂદા સમયમાં જૂદા જૂદા ધર્મના ઇતિહાસમાં આપણને આ રીતે રોગ મટયાના ઘણા દાખલા મળી આવે છે; અને આપણામાં પણ આ રીતે રોગ મટાડવાની શક્તિ અત્યારે કેમ ન હોઈ શકે? શક્તિ તો છેજ. ભૂતકાળમાં જે મહાન નિયમોનો આશ્રય લેવામાં આવ્યો હતો, તે નિયમોને અનુસરીને તેનો આશ્રય લેવામાં આવે તો અત્યારે પણ તે શક્તિ તેવુંજ કામ કરી શકે છે.

બીજાના રોગ મટાડવામાં અમુક વ્યક્તિ ઘણું કામ કરી શકે છે, પણ જો દરદી પોતે પણ તે વ્યક્તિની સાથે પૂર્ણ શ્રદ્ધા અને સહાનુભૂતિ રાખે તો તેની અસર બહુ ત્વરાથી થાય છે. મહાત્મા

ક્રાઇસ્ટે જે અનેક દરદીઓ રોગમુક્ત કર્યા હતા તેમાં તેમણે પણ તે સર્વની સહાનુભૂતિની અપેક્ષા રાખી હતી. તેમનો ચોક્કસ સવાલ એ થતો હતો કે " શું તને શ્રદ્ધા છે ? " આ રીતે દરદીમાં રહેલી જીવનશક્તિને તેઓ પ્રથમ ઉત્તેજિત કરતા હતા. જો કોઈ મનુષ્ય બહુજ નિર્બળ સ્થિતિમાં હોય, અથવા રોગને લીધે તેનું મન પોતાનું કામ કરી શકતું ન હોય, તો થોડા સમય માટે તે રોગ મટાડવામાં બીજાની મદદની અપેક્ષા રાખે તેમાં ખોટું નથી; પરંતુ જો તે પોતામાં રહેલા આંતરિક સામર્થ્યનો પણ ઉપયોગ તેમાં કરી શકે તો તે વધારે ઉપકારક થઈ પડે છે.

એક મનુષ્ય બીજાને પુષ્કળ સહાય કરી શકે એ વાત સત્ય છે અને લોકોને તેમનામાં રહેલી આંતરશક્તિઓ ખીલવવા તરફ આકર્ષવાનું શિક્ષકતરીકેનું કાર્ય ઘણું ઉત્તમ છે; પરંતુ હરકોઈ બાબતમાં સ્થાયી સુધારો મેળવવાને માટે તો દરેક મનુષ્યે જાતેજ પ્રયત્ન કરવો જોઇએ. જે પાપી મનુષ્ય મહાત્મા ક્રાઈસ્ટ પાસે આવતો, તેને તેઓ નિરંતર એમજ કહેતા કે " જા, હવે પાપ કરતો ના." અથવા તો " તારાં પાપ માફ કરવામાં આવે છે. " અર્થાત્ તેઓ એજ નિયમનો ઉપદેશ આપતા હતા કે, સઘળાં દુઃખ અથવા રોગનું કારણ જાણી જોઈને કે અજાણપણે, સીધી યા આડકતરી રીતે કુદરતના નિયમોનો કરેલો ભંગજ હોય છે.

જ્યાંસુધી પાપ અથવા કુદરતી નિયમોનો ભંગ કાયમ હોય છે, ત્યાંસુધી દુઃખ પણ આવવાનું, એ નિર્વિવાદ છે. જ્યારે નિયમોનો ભંગ કરવાનું બંધ કરીને મનુષ્ય તે નિયમને અનુકૂળ વર્તવા લાગે છે, ત્યારે દુઃખનું કારણ દૂર થાય છે. જોકે ભૂતકાળમાં કરેલાં પાપ અથવા નિયમોના ભંગના પરિણામરૂપે કેટલાંક દુઃખજનક તત્ત્વો તે મનુષ્યમાં રહેલાં હોય છે; છતાં નવું દુઃખ ઉત્પન્ન કરનાર કારણ દૂર થવાથી હવે તે દુઃખદાયક સંચિત કારણોમાં ઉમેરો થતો નથી; અને ભૂતકાળના નિયમભંગને લીધે ઉત્પન્ન થયેલી દુઃખમય સ્થિતિ પણ શુભ શક્તિઓના ઉપયોગથી વીખરાવા લાગે છે.

મનુષ્યે આ સત્ય પોતાના હૃદયમાં પૂર્ણ રીતે ઠસાવવું જોઇએ કે "મારામાં તથા સર્વ પ્રાણીઓમાં રહેલું અનંત ચૈતન્ય વાસ્તવિક રીતે એકજ છે." આ માન્યતા દૃઢ થવાથી મનુષ્ય પૂર્ણ આરોગ્યમય જીવન ગાળી શકે છે અને ભૂતકાળમાં કરેલી ભૂલોના પરિ

ણામે એકઠો થયેલો મનમાંનો તથા શરીરમાંનો કચરો દૂર થવા લાગે છે. કારણકે મહાન ચૈતન્ય સાથેની એકતાનો ખ્યાલ એવો તો પવિત્ર અને પ્રબળ જીવનપ્રવાહ ઉત્પન્ન કરે છે કે તેના આગળ રોગમાત્ર નાશ પામી જાય છે, તેનામાં નવું જીવન આવે છે અને શરીર બહુજ મજબૂત બને છે.

જ્યારે આપણને આપણી તથા પરમાત્માની વચ્ચેની એકતાનું જ્ઞાન થશે, ત્યારેજ આપણે આપણને અનેક વ્યાધિઓના આધારભૂત જડશરીરરૂપે માનતા અટકીશું અને જ્યાં આપણે પોતાને ચૈતન્ય-રૂપ માનવા લાગ્યા કે પછી આપણને એવું ભાન થતું ચાલશેજ, કે જે શરીરરૂપી ઘરમાં આપણે રહીએ છીએ, તેના આપણે બાંધનાર તથા સ્વામીતરીકે છીએ અને કદી પણ શરીર આપણું સ્વામી નથી. અજ્ઞાનને લીધેજ અત્યારસુધી આપણે પોતાને જે વસ્તુઓના દાસ ગણીને તેની અસર આપણા શરીરપર થવા દેતા હતા, તેવી અસર હવે આપણે થવા દઇશું નહિ. કુદરતી નિયમોથી હવે આપણે ડરીશું નહિ, પણ તેને સમજીને તેની સાથે પ્રીતિ કરીશું. વળી તે નિયમોનો હવે આપણે એવી રીતે ઉપયોગ કરીશું, કે જેથી આપણા ધાર્યા પ્રમાણેજ તેનું ફળ આવે.

આ સંસારમાં હજારો સ્ત્રી–પુરુષો શરીરે અત્યંત દુર્બળ હોય છે. કેમકે અનેક વ્યાધિઓએ તેમના શરીરમાં ઘર કર્યું હોય છે. જો પરમાત્મતત્ત્વના દિવ્ય પ્રવાહને તેઓ પોતામાં વહેવા દે તો તેમને પણ નિરોગી અને મજબૂત બનવામાં અડચણ આવે તેમ નથી. આવાં મનુષ્યોને એટલાજ બોધની જરૂર છે કે "પરમાત્મતત્ત્વના દિવ્ય પ્રવાહથી જરા પણ વિમુખ ન થશો. તમારા હૃદયનાં દ્વાર તેના તરફ ખુલ્લાં રાખી તે દિવ્ય પ્રવાહને આમંત્રણ આપો, એટલે તે પ્રવાહ તમારા શરીરની રગેરગમાં એટલા જોરથી વહેવા લાગશે કે તેના પ્રવાહમાં તમારા સઘળા રોગ દૂર થઇ જશે અને તમારૂં શરીર તદ્દન રોગરહિત બનશે." એક મહાત્માએ કહ્યું છે કે "બ્રહ્મજ્ઞાનથી બે તરફના લાભ છે, એક તો દિવ્ય જીવનની પ્રાપ્તિ થાય છે અને શરીર પણ નિરોગી બને છે."

એક પાણીની નીક છે. તેમાં થઇને કાદવવાળું પાણી નિરંતર વહ્યાં કરે છે. તેને તળીએ તેમજ બાજુએ કચરો ચોંટી ગયો છે; અને એમાં જ્યાંસુધી કાદવવાળું પાણી વહ્યા કરશે, ત્યાંસુધી તે કચરો ચોંટી રહે, એ સ્વાભાવિકજ છે. એમાં ફેરફાર કરો. તે નીક-

માંથી ચોખ્ખા–સ્ફટિક જેવાં પાણીના ઝડપથી વહેતા પ્રવાહને વહેવા દો અને ઘણાજ થોડા સમયમાં તળીઆનો તથા બન્ને બાજુઓનો કચરો ઘસડાઇ જઇને તે નીક નિર્મળ બનશે. હવે તે નીક કદ્રૂપી નહિ, પણ સુંદર દેખાવા લાગશે અને તેમાં થઇને વહેતું જળ પણ સર્વને ઉપયોગી ગણાશે; કેમકે બહારના મનુષ્યો-ને પણ તે પાણી તંદુરસ્તી અને નવું જીવન આપનારૂં થશે.

જે પ્રમાણમાં તમે તમારી અને પરમાત્માની વચ્ચે રહેલી એકતાનો ખ્યાલ લાવો છો અને તેમ કરીને તમારા અંતરમાં રહેલી ગુપ્ત શક્તિઓ અને સામર્થ્યને પ્રકટ કરો છો; તે પ્રમાણમાં તમા-રા શરીરની આધિ–વ્યાધિ અને અશક્તિ નાશ પામી જઇને તેની જગ્યાએ આરોગ્ય અને બળ તમારા શરીરમાં પ્રકટ થવા લાગે છે; એટલુંજ નહિ પણ તમારા સંબંધમાં આવનારા દરેક મનુષ્યમાં પણ આરોગ્ય અને બળનું વાતાવરણ તમે ઉત્પન્ન કરી શકો છો, કારણ કે **રોગ જેટલો ચેપી છે તેટલુંજ આરોગ્ય પણ ચેપી છે.**

ઉપરનું લખાણ વાંચીને કોઇ એમ પણ કહેવા લાગે કે "ઉપર નાં તત્ત્વો સત્ય તો લાગે છે, પણ તેને અમલમાં કેવી રીતે મૂકવાં? તથા અમારી અંદર રહેલા રોગ અમારી મેળેજ અમે કેવી રીતે મટાડી શકીએ?" આ પ્રશ્નનો ઉત્તર એજ છે કે, મૂળતત્ત્વો જણાવ-વાં એજ અમારૂં કાર્ય છે. તેને કેવી રીતે પોતાના જીવનમાં ઉતા-રવાં એ તો દરેક વ્યક્તિનું પોતાનું કાર્ય છે. એક મનુષ્યની રીત બીજાને ઉપયોગી થાય કે ન પણ થાય, માટે સર્વ કોઈએ પોતા-ની સ્થિતિ, સંયોગો વગેરેનો વિચાર કરીને અનુકૂળ પડતી રીતેજ તે તત્ત્વોને પોતાના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવાનો છે.

અહીં એ પણ કહેવું જરૂરનું છે કે, પૂર્ણ આરોગ્યના વિચારો લાંબા વખત સુધી મનમાં રાખવાથી શરીરની આરોગ્યદાયક શક્તિ-ને ઉત્તેજન મળે છે અને તેનું પરિણામ એ આવે છે કે, શરીર પૂરેપૂરૂં તંદુરસ્ત બને છે. 'હું તંદુરસ્ત છું' એવી ભાવનાનું વારંવાર ઉચ્ચારણ કરવા કરતાં તે તંદુરસ્તી અનુભવવાનો પ્રયત્ન કરવાથી વિશેષ લાભ થાય છે. કેટલાક મનુષ્યોની બાબતમાં એ ભાવનાનું ઉચ્ચારણ પણ તેવો અનુભવ થવામાં મદદરૂપ થઇ પડે છે.

જે અનંત ચૈતન્યમાંથીજ વ્યક્તિગત જીવન ઉદ્ભવેલું છે અને નિરંતર ઉદ્ભવતું જાય છે, તેની સાથે જેટલા પ્રમાણમાં તમે ત-

મારી એકતાનું ચિંતન કરો છો અને તેમ કરીને જેટલા પ્રમાણમાં તમે તમારા હૃદયનાં દ્વાર તે અનંત ચૈતન્યનો દિવ્ય પ્રવાહ ઝીલવાને માટે ખુલ્લાં રાખો છો,તેટલા પ્રમાણમાં તમે એક એવી શક્તિનો આશ્રય લો છો કે જેના પ્રભાવથી કાળે કરીને તમારૂં શરીર તદ્દન નિરોગી થશે અને તમારી નસોમાં તંદુરસ્ત લોહી દોડતું થશે. કારણ સ્પષ્ટ છે કે, તે અનંત દિવ્ય ચૈતન્યમાં રોગને અવકાશજ નથી; અને તે નિરામય ચૈતન્યની અને તમારા ચૈતન્યની એકતા હોવાથી તમારામાં પણ રોગ રહી શકેજ નહિ. આ ફેરફાર ત્વરાથી કે વિલંબથી થવાનો **સર્વ આધાર** આ ઐક્યના સત્ય સિદ્ધાંતપર તમારી પોતાની વધારે યા ઓછી **શ્રદ્ધા અને ચિંતનપરજ રહેલો છે.**

કેટલાક મનુષ્યો આ સર્વોત્તમ અને સાચી એકતાને અનુભવવાનું એટલું સામર્થ્ય ધરાવતા હોય છે કે તેમના રોગ ત્વરાથી નાશ પામે છે;અને તેમના શરીરમાં જે આવકારદાયક સુધારણા થાય છે તે હમેશને માટે રહે છે; જ્યારે કેટલાકને આ બાબતનો અનુભવ ધીમે ધીમે થતો જાય છે.

રોગી મનુષ્યો જો નીચે દર્શાવ્યા પ્રમાણે હૃદયમાં સ્થાયી ભાવના રાખશે તો તેમને તેથી અત્યંત સહાય મળશે અને તેમના રોગ સર્વથા મટી જશે. એકાંત સ્થળમાં પ્રથમ મનને સંપૂર્ણ શાંત થવા દઈ હૃદયથી સર્વ તરફ પ્રેમની ભાવના દર્શાવો અને પછી તમારા અંતરાત્મા તરફ વળીને ભાવના કરો કેઃ —

"અનંત ચૈતન્ય–નિરામય તત્ત્વસ્વરૂપ પરમાત્માના તથા મારા ચૈતન્યની એકતા છે. એ પરમાત્મા જીવનોનું જીવન હોવાથી હું પણ ચૈતન્યસ્વરૂપ છું; મારી પણ નિરામય–નિરોગી–મૂળ પ્રકૃતિ હોઇને તેમાં તે રોગનો જરા પણ સંભવ નથી. માત્ર આ સ્થૂલશરીરમાંજ રોગે પ્રવેશ કર્યો છે અને તેથી એ શરીરના દરેક ભાગમાં તે દિવ્ય ચૈતન્યનો પ્રવાહ વહે એટલા માટે તે ચૈતન્ય તરફ મારાં હૃદયદ્વાર ખુલ્લાં મૂકું છું. હવે અત્યારથી–આ પળથીજ તે પ્રવાહ મારા શરીરમાં વહેવા લાગ્યો છે અને શરીરને નિરોગી બનાવવાની ક્રિયા ચાલુ થવા લાગી છે."

ઉપલા શબ્દો કેવળ મોઢેજ બોલીને બેસી રહેવાનું નથી, પરંતુ એવું બોલતી વખતે મનથી પણ એજ ભાવનામાં તન્મય થવાનું છે. આ પ્રમાણે થતાંજ તમારા શરીરમાં નવો જીવનપ્રવાહ પૂર્ણ

જોસથી ઉછળવા લાગશે. જેઓ ચૈતન્યતત્ત્વપર પૂર્ણ વિશ્વાસ રાખી શકતા નથી, તેઓને શુભ કરતાં અશુભ તત્ત્વપર વધારે શ્રદ્ધા હોવાથી તેઓ નિરંતર માંદા રહે છે.

જો મનુષ્ય ઉપર જણાવેલી ભાવનાની રીત અંગીકાર કરે અને તેનાથી બને તેટલી વાર અમુક અમુક સમયે તે ભાવના લાવ્યા કરે તથા તે ભાવનાપર પોતાનું મન વારંવાર સ્થિર કરે, તો તેને પોતાને પણ આશ્ચર્ય ઉપજે એવી રીતે તેના મન અને શરીરપર અસર થવા લાગશે અને રોગ જતો રહીને નિરોગતા પ્રાપ્ત થશે.

જો શરીરનો કોઈ અમુકજ ભાગ રોગગ્રસ્ત હોય તો ઉપર જણાવેલી ભાવના આખા શરીરને માટે કરવા ઉપરાંત તે ભાગને માટે ખાસ ભાવના પણ કરો. આ પ્રમાણે પ્રબળ ભાવના કરવાથી તે ભાગમાં રહેલા જીવનપ્રવાહને વિશેષ ગતિ મળીને તે ભાગ નિરોગી બનતો જાય છે.

આ સ્થળે એક નિયમ પૂરેપૂરો યાદ રાખવાનો છે કે, આ પ્રમાણે આરોગ્ય મળવા છતાં પણ જ્યાંસુધી તે રોગને ઉત્પન્ન કરનારાં મૂળકારણો દૂર કરવામાં આવ્યાં ન હોય, ત્યાંસુધી તે રોગરૂપ પરિણામ સદાને માટે દૂર થતું નથી. **જ્યાંસુધી કુદરતના નિયમનો ભંગ છે, ત્યાંસુધી રોગ અને દુઃખ રહેવાનાંજ.**

ઉપલો પ્રકાર શ્રદ્ધા ને સમજણપૂર્વક આચરવાથી રોગી શરીર નિરોગી બનવા ઉપરાંત શક્તિ, ઉત્સાહ અને ચૈતન્યમાં વધારો થાય છે. ઔષધિ અથવા શસ્ત્રપ્રયોગ આદિ બાહ્ય ઉપચારોનો આશ્રય લીધા વિના કેવળ મનનીજ શક્તિવડે અનેક દેશોમાં રોગીઓના રોગ નાશ પામ્યાના અનેક દાખલા વિદ્યમાન છે. રોગ મટાડવાની આ આંતરિક રીતોને ભિન્ન ભિન્ન સ્થાનોમાં તેમજ ભિન્ન ભિન્ન સમયોમાં વિવિધ નામ આપવામાં આવ્યાં છે; પણ તે સર્વ એકસરખી રીતે એ એકજ તત્ત્વનો આશ્રય લે છે. આ વાત તો જગતમાંનો પ્રત્યેક મુખ્ય ધર્મ સ્વીકારે છેજ કે, પ્રાચીનકાળના ધર્મગુરુઓમાં પોતાની આંતરિક શક્તિઓવડે રોગ મટાડવાની શક્તિ હતી; અને જો તેમનામાં તે સમયે તે શક્તિ હતી તો આપણામાં હાલ તે કેમ ન સંભવે? શું જગતના મહાન નિયમો આજે બદલાઇ ગયા છે? નહિજ. નિયમો તો તે ને તેજ છે; પરંતુ અમુક વિરલ ભાગ્યશાળી મનુષ્યોને બાતલ કરીને બોલીએ તો વર્તમાન સમયમાં મનુષ્યજાતિનો મોટો ભાગ માત્ર ઉત્તમ સિદ્ધાંતોને ઉપર ઉપરથીજ માનનારો

અથવા બોલ્યા કરનારોજ બની ગયો છે અને તે સિદ્ધાંતોની પાછળ રહેલા સામર્થ્યને અથવા તેના રહસ્યને પિછાનવાની ભાગ્યેજ તસ્દી લે છે. જે મનુષ્યોમાં ખરૂં વ્યક્તિત્વ પ્રકટ્યું હોય છે તેઓ તો એવી રીતે શબ્દોનાં ખોખાંને વળગી ન રહેતાં, તેની અંદર રહેલા સત્ત્વને-ચૈતન્યને-સામર્થ્યને અવશ્ય જુએ છે અને અનુભવે છે; અને તેથી કરીને તેઓ બીજાઓને પણ એ શબ્દોનું રહસ્ય પૂરેપૂરૂં સમજાવી શકે છે.

આપણને માલૂમ પડતું જાય છે અને વખત જતાં આપણી વધારે ને વધારે ખાત્રી થશે કે, સઘળા રોગો અને તેને અંગે ઉત્પન્ન થતાં દુઃખોનું મૂળકારણ મન અને લાગણીઓનું અવ્યવસ્થિતપણુંજ છે. આપણા મનની સ્થિતિના પ્રમાણમાંજ કોઇ પણ વસ્તુની ઓછી કે વધારે અસર આપણાપર થાય છે. જો આપણને દૃઢ વિશ્વાસ આવતો ચાલે કે, અમુક કામમાં આપણી પૂર્ણ સત્તા ચાલશે અને આપણને તેનાથી કદી પણ નુકસાન થશે નહિ, તો અવશ્ય આપણી સત્તા તે કામપર ચાલશે અને કોઇ પણ પ્રકારનું નુકસાન આપણને થવા પામશે નહિ.

કોઇ પણ રોગને પોષણ મળે એવો સંયોગ જો આપણા શરીરમાં ન હોય તો રોગની તાકાત નથી કે તે આપણા શરીરમાં પ્રવેશી શકે; તેજ પ્રમાણે કોઇ અશુભ કે અનિષ્ટ સ્થિતિને અનુકૂળ તત્ત્વો જો આપણામાં ન હોય તો તે સ્થિતિની તાકાત નથી કે આપણાપર તે સવાર થઇ શકે. માટે **જે કાંઈ સુદશા કે દુર્દશા આપણાપર આવી પડે તેનું કારણ બહાર શોધવાને બદલે આપણે આપણામાંજ શોધવું જોઇએ.** જો તે કારણ શોધી કાઢીને તેને દૂર કરીએ તો તેથી આપણી આંતરસ્થિતિ એવી તો ઉત્તમ બનશે કે જેથી કેવળ સારી દશાજ આપણા તરફ આકર્ષાઇ આવ્યા કરશે.

**સ્વભાવથીજ આપણે આપણી દશાના સ્વામી થવાને સરજાયેલા છીએ, છતાં માત્ર અજ્ઞાનનેજ લીધે જે તે સંયોગોને આધીન બની જઇ તેના ગુલામની પેઠે વર્તીએ છીએ.**

આપણે પવનના ઝપાટાથી ડરીએ છીએ. કેમકે આપણને ભય લાગે છે કે, પવનથી આપણને તાવ આવશે કે શરદી થશે. પરંતુ ખરૂં જોતાં પવન તો ઉલટો આપણું જીવન હોઇને આપણા અશુદ્ધ રક્તને શુદ્ધ કરનાર છે, તો પછી તેનાથી ભય શો ? વળી તેની જેટલી

અસર આપણે આપણાપર થવા દઇએ, તેટલીજ થઇ શકે છે. વ્યાધિઓનાં ઉપાદાનકારણ અને નિમિત્તકારણનો યથાર્થ ભેદ આપણે સમજવો જોઇએ. જો આપણા શરીરને પવનનો ઝપાટો લાગે અને તેથી શરદી થાય કે તાવ આવે તો આપણે સમજવું જોઇએ કે, પવનનો ઝપાટો તો એમાં માત્ર નિમિત્તકારણરૂપજ હતો અને ઉપાદાનકારણ તો બીજુંજ હતું.

પ્રચંડ વાયુના ઝપાટામાં બેઠેલા બે મનુષ્યોમાંનો એક હેરાન-ગતિ ભોગવી રહ્યો હોય છે, ત્યારે બીજાને તેથી ઉલટો એક પ્રકારનો આનંદ લાગે છે. પહેલો મનુષ્ય પોતાના સંયોગોનો દાસ હોવાથી તે પવનના ઝપાટાથી ડરે છે અને પવનથી અવશ્ય કાંઈ ને કાંઇ નુક-સાન થવાના વિચારો તેના મનમાં રમ્યા કરતા હોવાથી તે પોતા-ના મનરૂપી મંદિરનાં દ્વાર ખુલ્લાં કરીને તે દ્વારા વ્યાધિને પોતાના તરફ બોલાવે છે અને આવી રીતે પવન જેવી નિર્દોષ અને લાભકારી વસ્તુ પણ તેને નુકસાનકર્તા નીવડે છે. કારણ કે **જે સ્થિતિનો તે પોતે વિચાર કરી રહ્યો છે, તેજ સ્થિતિને તે પોતાના તરફ આકર્ષે છે.**

બીજો મનુષ્ય પોતાને સંયોગોનો સ્વામી લેખે છે, તે પવનના વેગથી જરા પણ ભય ન પામતાં ઉલટો પોતાને તે સ્થિતિને અનુકૂળ બનાવે છે. આથી તે સખ્ત વાયુથી તેને કાંઇ પણ અડચણ થતી નથી. એટલુંજ નહિ પણ ઉલટો તે વાયુથી તેને શુદ્ધ હવાનો લાભ મળે છે અને તેની સાથે હજી એથી પણ વધારે ઠંડો અથવા પ્રચંડ વાયુ સહન કરવાની શક્તિ તેનામાં ખીલતી જાય છે.

જો પ્રચંડ વાયુજ શરદી અથવા તાવનું કારણ હોત તો બન્ને માટે એકસરખુંજ પરિણામ આવત; પરંતુ તેમ બનતું નથી. એ ઉપરથી જણાય છે કે, તાવનું ઉપાદાનકારણ વાયુ નથી, પણ મનની ભયપ્રદ સ્થિતિજ છે. વાયુ તો માત્ર એમાં નિમિત્તરૂપજ છે અને મનુષ્યને તેના મનની સ્થિતિ પ્રમાણેજ ફળ મળે છે.

ગરીબ બિચારો વાયુ! લોકો હજારો વાર સઘળો દોષ પવન-પરજ નાખે છે. તેઓ પોતાની નિર્બળતા ખુલ્લી જોઇ શકતા નથી અને બીજાના ઉપર પોતાની જવાબદારી નાખીને સંયોગોના સ્વામી બનવાને બદલે તેના નિઃસત્ત્વ દાસ બને છે! જે મનુષ્ય ઇશ્વરનું પ્રતિ-બિંબ છે, જે પ્રભુની શક્તિ અને ચૈતન્યનો ભાગીદાર છે અને જે સંસારના સમગ્ર પદાર્થોનો માલિક થવાને સરજાયેલો છે; તેજ

મનુષ્ય આરોગ્યદાયક પવનના ઝપાટાથી ડરે છે ! પોતાની શક્તિનો તેને ખ્યાલજ નથી અને જે કાંઇ બહાનું હાથમાં આવે તેને ઓઠે પોતાની નિર્બળતા ઢાંકવાનો પ્રયત્ન કરે છે !

ઉપર જણાવી તેવા પવનના ઝપાટાની અસર ન થાય તે માટે મનુષ્યે મનની આંતરિક દશા પ્રથમ સુધારવી જોઇએ અને તેની સાથે શરીરને પણ તંદુરસ્ત સ્થિતિમાં લાવવાને પૂરતો પ્રયત્ન કરવો જોઇએ. નુકસાન કરવાની શક્તિ વાયુમાં નથી; તોપણ આપણે જ્યારે તેનામાં તેમ કરવાની પ્રેરણા આપીએ છીએ, ત્યારેજ તેનામાં તેમ કરવાની શકિત આવે છે. માટે તેનો જરા પણ ભય ન રાખતાં તેને મિત્રભાવે તમને અનુકૂળ બનાવો અને જોરદાર વાયુમાં થોડી થોડી વાર બેસવાની ટેવ પાડીને ધીમે ધીમે તે ટેવને વધારો. જેની તંદુરસ્તી બહુ નરમ હોય, તેણે એકદમ સખ્ત પવનમાં બેસવાનું સાહસ ખેડવું નહિ; તેમ જેના મનમાં પવનના સપાટાનો કાંઇ પણ ભય રહેતો હોય, તેણે પણ તેમ કરવું નહિ; પરંતુ તેમણે પ્રથમ મંદ પવનના ઝપાટા સહન કરવાની ટેવ પાડીનેજ આગળ વધવું. બીજી હરેક બાબતમાં પણ મનુષ્યે એવીજ રીતે વિવેકબુદ્ધિને અનુસરીને વર્તવું જોઇએ.

સૃષ્ટિના સર્વ પદાર્થોપર સત્તા ચલાવવાનેજ આપણો જન્મ છે. જગતમાં અત્યારસુધીમાં કેટલાય મનુષ્યો તે સત્તા ચલાવવાને શક્તિમાન થયા છે; તે સૂચવે છે કે, આપણે પણ તે મુજબ કરી શકીએ તેમ છીએ. જે કાર્ય એક મનુષ્ય કરી શકયો, તે બીજો પણ ધારશે તો કરી શકશે. મુદ્દો માત્ર એજ છે કે, **જેટલા પ્રમાણમાં આપણને આપણી આંતરશક્તિઓનો ખ્યાલ આવી શકે, તેટલાજ પ્રમાણમાં આપણે બાહ્યસૃષ્ટિપર સત્તા ચલાવી શકીએ છીએ**; અને જો આપણને આપણી આંતરશક્તિઓનો ખ્યાલ ન આવે તો તો આપણે ગુલામ જેવાજ રહી જવાના અને સૃષ્ટિના પદાર્થો આપણાપર તેમનું સામ્રાજ્ય ચલાવ્યેજ જવાના ! બહારની સર્વ બાબતો આપણી અંદરની વૃત્તિઓ અને આપણી માનસિક સ્થિતિપરજ આધારરાખે છે. આધ્યાત્મિક નિયમ—અથવા બીજા શબ્દોમાં કહીએ તો કુદરતનો નિયમજ એવો છે કે, **આપણા મનની સ્થિતિ જેવી હોય તેવીજ વસ્તુ અને સંયોગો આપણા તરફ આકર્ષાઈ આવે છે.**

આ જગતમાં કાર્ય—કારણના નિયમસિવાય કાંઇજ બની શકતું

નથી. અચાનક બનાવ અથવા તો ચમત્કાર જેવું આ સંસારમાં કાંઇ પણ છેજ નહિ. ઘણાખરા મનુષ્યો પોતાની વર્તમાન સ્થિતિથી અસંતોષી જણાય છે; તેમની તેવી સ્થિતિ દૂર કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે, તેમણે નસીબ અથવા દૈવને માથે દોષ મૂકવાનું અને ખાલી બરબડવાનું છોડી દેવું જોઈએ;પોતાના હૃદય તરફ દૃષ્ટિ કરવી જોઇએ; પ્રતિકૂળ સ્થિતિ આવવાનાં અશુભ કારણો કે જે તેમનાજ હૃદયમાં ભય અને અજ્ઞાનરૂપે વસી રહ્યાં છે તેને સર્વથા નિર્મૂલ કરવાં જોઇએ; અને તેનું સ્થાન અનુકૂળ સ્થિતિને આકર્ષનારાં શુભ કારણોને આપવું જોઇએ. આમ કરવાથી જરૂર થોડા સમયમાં અનુકૂળ સ્થિતિ તમારા તરફ આકર્ષાઇ આવશે. સ્થૂલશરીરની બાબતમાં અને બીજી હરકોઇ બાબતમાં એજ નિયમ એકસરખો લાગુ પડે છે.

આપણી હાલની સારી યા બૂરી સ્થિતિને આપણે પોતેજ જાણીજોઇને કે અજાણપણે બોલાવી છે, તેથીજ તે આપણી તરફ ખેંચાઇ આવી છે.એ સિવાય આપણે એ સ્થિતિમાં કદિ પણ મૂકાઈએ નહિ. આ બાબત માનવી ઘણાકને એકદમ તો કઠિન લાગશે; પરંતુ તેઓ શાંતચિત્તથી વિચારશક્તિની પ્રબળ સત્તા સમજતા જશે અને તેના પોતાપર તથા આસપાસનાં બીજાં મનુષ્યોપર તેનાં થતાં પરિણામ જોતા ચાલશે તો ઉપલા કથનનો ખ્યાલ તેમને આવ્યાવિના નહિજ રહે.

આપણે જે સ્થિતિમાં મૂકાયા હોઇએ તેને સુખકર કે દુઃખકર માનવી, એ પણ આપણાજ હાથમાં છે. અમુક બનાવ, સ્થિતિ કે સંયોગ તમને પ્રતિકૂળ લાગે છે અને તેથી તમારા મનની શાંતિને ખલેલ પહોંચે છે, તેનું મુખ્ય કારણ તો એજ છે કે, તમે પોતેજ એનાથી તમારા મનની શાંતિનો ભંગ થવા દો છો. આખા જગતના બનાવોપર તમારૂં સામ્રાજ્ય ચાલે એટલી તમારામાં શક્તિ રહેલી છે; પણ તમને તે શક્તિનો ખ્યાલ નથી આવ્યો; અને પરમાત્મતત્ત્વ સાથેનું તમારૂં ઐક્ય તમે ભૂલી ગયા છો; તેથીજ તમે અમુક બનાવ આ સ્થિતિને સ્વાધીન થાઓ છો અને તેના નિયંતા થવાને બદલે દાસ બની રહો છો, તેનું એજ ખરેખરૂં કારણ છે.

સંસારના બનાવોથી મનની શાંતિનો ભંગ ન થાય, એમ ઇચ્છનાર મનુષ્યે પોતાનું મધ્યબિંદુ શોધી કાઢવું જોઇએ. એ મધ્યબિંદુપર સ્થિર થયેલો મનુષ્ય સર્વત્ર પોતાની સત્તા ચલાવી

શકે છે; માટે ઇશ્વર સાથેનું ઐક્ય કે જે તમારૂં મધ્યબિંદુ છે તેને શોધી કાઢો અને તેમાં સ્થિર રહો; એટલે અંદરથી નવું બળ તમારામાં પ્રકટ થવા લાગશે.

જો એ પ્રકારે તમે બાહ્યવસ્તુઓ અથવા સંયોગોપર રાજ્ય કરી શકતા ન હો તો પછી જે જે સંયોગો આવી પડે તે વેઠી લો અને તમારી સ્થિતિના સંબંધમાં વૃથા બરબડાટ કરતા નહિ, અથવા તો **"જગતમાં બનતી સર્વ ઘટનાઓ પરમાત્માની અપાર દયા અને અનંત જ્ઞાનને અનુસરીનેજ બને છે."** એ સિદ્ધાંતપર વૃથા આક્ષેપ મૂકતા નહિ.

હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે, **જે મનુષ્ય પૂર્ણ થશે તેને પૃથ્વી પણ પૂર્ણ ભાસશે અને અર્ધદગ્ધ કે અપૂર્ણ મનુષ્યને પૃથ્વી પણ અવ્યવસ્થિત અને અપૂર્ણ જ ભાસશે.**

તમારા અંતઃકરણનાં દ્વાર જો મલિન યાને પ્રતિકૂળ વસ્તુથી લેપાયલાં હશે તો તે દ્વારમાંથી જગત તરફ દૃષ્ટિ કરતાં જગત પણ તમને મલિન અને અવ્યવસ્થિત લાગશે. માટે બડબડવાનું બંધ કરો; અને 'હું કમનસીબ છું' એવું બોલવાનું છોડી દો. જો તમે એમ ન કરી શકતા હો તો સર્વથી પ્રથમ તમારા હૃદયદ્વારને સુધારવાની જરૂર છે, એટલુંજ તે ઉપરથી સાબીત થાય છે.

જે પરમાત્મારૂપી સૂર્ય અંતરમાં પ્રકાશ આપવા ઉપરાંત બાહ્યપદાર્થોને પણ દૃશ્ય બનાવે છે; તેનો પ્રકાશ ઝીલવાને અને અનુભવવાને તમારો કોઈ મિત્ર પોતાના હૃદયની બારીઓ નિરંતર ખુલ્લી અને નિર્મળ રાખતો હોય તો જરૂર માનજો કે, તે મિત્ર તમારા કરતાં તદ્દન જૂદીજ દુનિયામાં વસે છે. માટે હે પ્રિય બંધો! બડબડવાનું મૂકી દો અને પ્રથમ તમારા અંતઃકરણના દ્વારનેજ ધોઇને નિર્મળ બનાવો. આ કામ તમે કરશો એટલે આ જગતમાંની પૂર્વે નહિ દીઠેલી એવી અનેક સુંદરતાઓ તમારી દૃષ્ટિએ પડશે અને સ્વર્ગ યા નંદનવનનો તમને અહીંજ સાક્ષાત્કાર થશે. આપણામાં કહેવત છે કે " જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ " એનો અર્થ એ છે કે, સૂર્યના પ્રકાશમાં જે વસ્તુઓ સાધારણ મનુષ્યોને દેખાતી નથી, તેવી અનેક બાબતો કવિની પ્રતિભાશાળી બુદ્ધિ જોઇ શકે છે. કારણ કે કવિનું મન આંતરપ્રકાશથી પ્રકાશિત હોવાથી તે પ્રકાશનું પ્રતિબિંબ બાહ્યવસ્તુઓપર પડવાને લીધે તે વસ્તુઓ પણ તેને તેના ખરા રૂપમાં દેખાય છે. મહાન કવિ શેકસપિયરના એક નાટકમાં એક પાત્ર બીજા પાત્રને કહે છે કે " પ્રિય

**બ્રુટસ! આપણે ગુલામની સ્થિતિમાં છીએ તેનો દોષ આપણા ગ્રહનો નથી, પણ આપણો પોતાનોજ છે."** શેકસપિયરનું પોતાનું જીવન પણ ઉપરના સિદ્ધાંતને ટેકો આપે છે. વળી બીજે એક સ્થળે પણ તે જણાવે છે કે:—

**આપણી શંકાઓજ આપણા વિશ્વાસઘાતી મિત્રો છે.** અનેક શુભ વસ્તુઓ આપણે મેળવી શકીએ તેમ છીએ; પરંતુ તે મેળવવાનો પ્રયત્ન કરતાં આપણે ડરીએ છીએ તેથીજ તેને પ્રાપ્ત કરી શકતા નથી. **આપણને અશુભ અને અનિષ્ટ સંયોગોમાં લાવી મૂકનાર 'ભય' જેવો બીજો કોઈ પદાર્થ નથી!** આપણે કોઇ પણ વસ્તુ અથવા મનુષ્યથી ભય રાખવા જેવું છેજ નહિ; અને જો આપણે આપણા ખરા સ્વરૂપને ઓળખીએ તો પછી આપણને તેવો ભય થતો પણ નથી.

આપણે અનેક દુ:ખોને અને સખ્ત આપત્તિઓને ભોગવી ચૂકવા છતાં પણ જીવતા રહી શકયા છીએ, એ પણ આપણી ખાસ વિશેષતા છે; છતાં તેને વિસરી જઇને, ભવિષ્યનાં દુ:ખોનું ચિંતન કર્યા કરીએ છીએ; અને નાહકના અનેક દુ:ખો અનુભવીએ છીએ.

જ્યાં શંકા છે, અશ્રદ્ધા છે, ત્યાંજ ભય છે, કારણકે અશ્રદ્ધા કે શંકા ઉત્પન્ન થયા પછીજ ભય ઉત્પન્ન થાય છે. અમુક મનુષ્ય કેટલો બીકણ છે તે મને જણાવો, એટલે તે કેટલો શ્રદ્ધારહિત છે તે હું તમને કહી શકીશ. માટે એ ભયનામના રાક્ષસને આપણે ઘેર પરોણાતરીકે રાખવો પાલવે તેમ નથી. ચિંતા અથવા ઉદ્વેગ પણ એવીજ જાતનો ખરાબ પરોણો છે. કારણકે તે એટલું બધું ખર્ચ કરાવે છે કે તેને પોતાને ઘેર રાખવોજ જોઇએ નહિ. **જે સંયોગોનો આપણે ભય રાખીએ છીએ, તે સંયોગોને આપણે આપણી તરફ આકર્ષીએ છીએ** અને તેજ પ્રમાણે જો આપણે શ્રદ્ધા, નિર્ભયતા, વગેરે શુભ વૃત્તિઓ રાખીએ તો સારાજ સંયોગોને અને રૂડીજ તકોને આપણે આમંત્રણ આપીએ છીએ અને તે પણ આપણા તરફ ખેંચાઇ આવે છેજ. ભયથી વ્યાપ્ત થયેલું મન નુકસાનકારક સંજોગો તરફજ પોતાનાં દ્વાર ખુલ્લાં રાખે છે. એક સમયે પ્લેગની દેવી જતી હતી, તેને એક પૂર્વદેશ-નિવાસી મુસાફરે પૂછયું કે "તમે કયાં અને કેમ જાઓ છો?"

"પાંચ હજાર માણસોને મારવાને હું બગદાદ જાઉં છું."

થોડા દિવસ પછી તે દેવી પાછી વળતાં મુસાફરને મળી, ત્યારે

મુસાફરે કહ્યું કે "તું તો કહેતી હતી કે બગદાદમાં પાંચહજાર મનુષ્યને મારીશ, પણ તેં તો ૫૦ હજાર મનુષ્યોને માર્યાં ?"

પ્લેગની દેવીએ જવાબ આપ્યો કે "મેં તો તમને કહ્યા પ્રમાણે પાંચજ હજાર માર્યાં છે અને બીજાં તો નાહક ભયથીજ મરી ગયાં છે."

'ભય' આ પ્રમાણે માણસના દરેક અવયવને શિથિલ બનાવી દે છે; ભય લોહીની ગતિને મંદ પાડે છે અને શરીરમાં વહેતી પ્રાણશક્તિને મંદ કરે છે. ભયથી મનુષ્યનું શરીર જડ, ગતિવિનાનું અને નિસ્તેજ બની જાય છે.

આ પ્રમાણે જેમ ભય રાખ્યા કરીને આપણે ભયકારક વસ્તુઓ અને સ્થિતિઓ આપણા તરફ આકર્ષીએ છીએ; તેમ બીજા મનુષ્યોને પણ આપણે ભયની સ્થિતિમાં કલ્પીને તેમની તરફ પણ તેવાજ સંયોગોને પ્રેરવામાં આપણે સહાયભૂત થઇએ છીએ.જેટલા પ્રમાણમાં આપણું વિચારબળ મજબૂત હોય છે અને જેટલા પ્રમાણમાં બીજાં મનુષ્યો વિચારની અસર તેમનાપર થઈ શકે એવી કોમળ પ્રકૃતિનાં હોય છે; તેટલા પ્રમાણમાં તેમને પણ ઉપર જણાવેલું નુકસાન આપણે અવશ્ય કરીએ છીએ. ખાસ કરીને નાની ઉંમરનાં બાળકો આસપાસના સંયોગો અને વાતાવરણને વિશેષ આધીન હોય છે. કારણકે બહારની અસરોની છાપ તેઓના મનપર તરતજ પડી જાય છે. અને પછી જેમ જેમ તેઓ વયમાં મોટાં થતાં જાય છે, તેમ તેમ તે અસરો પ્રમાણેજ તેમનું જીવન ઘડાતું ચાલે છે. આ પ્રમાણે આપણી માનસિક સ્થિતિની અસર આપણી આસપાસ મનુષ્યો અને બાળકોપર નક્કીપણે થયા કરતી હોવાથી આપણે આપણી માનસિક સ્થિતિને સદા ઉચ્ચ પ્રકારનીજ રાખવી જોઈએ. વળી ગર્ભિણી સ્ત્રીઓએ તો મનમાં ચિંતા, ઉદ્વેગ, ભય, ક્રોધ વગેરેના અનિષ્ટ વિચારો જરા પણ લાવવા જોઇએ નહિ. કારણ કે તેવા વિચારોની ઘણીજ સ્થાયી અને ન ભૂંસાય તેવી ખરાબ છાપ ગર્ભમાં રહેલા બાળકપર પડે છે. બાળકનો જન્મ પછી પણ તેના સંબંધમાં ચિંતા ઈત્યાદિના અશુભ વિચારો કરીએ તો તે વિચારો આપણે ન જાણીએ તેવી રીતે તે બાળકના મનપર અસર કરવા લાગે છે અને તે બાળક બીકણ થવા લાગે છે. બાળકના સંબંધમાં કાળજી નહિ રાખવી એ તો ખોટુંજ છે, પરંતુ તે ચિંતા અને ભયનું રૂપ પકડે એટલી હદસુધી તેને પહોંચવા દેવી, એ પણ એટલુંજ ખોટું છે. જેમકે—ઘણી વાર માતાપિતા ચિંતા કર્યા કરે છે કે, અમારા

બાળકને માથે અમુક દુઃખ તો નહિ આવી પડે? અમુક માઠો પ્રસંગ તો નહિ બને? આ છોકરો તો મૂર્ખજ નિવડવાનો અથવા માંદો પડવાનો; ઇત્યાદિ અશુભ વિચાર કરીને જે ભયના પ્રસંગોનો સંભવ પણ ન હોય તેવા પ્રસંગોને તેઓ પોતાના બાળક તરફ આકર્ષે છે. એવા નિષ્કારણ ચિંતાના વિચારો કરવાને બદલે માતાપિતાએ નિરંતર એજ વિચાર રાખવો જોઇએ કે તેમનો છોકરો ડાહ્યો, શરીરે મજબૂત અને નીતિમાન થશે. આવી ભાવના તે છોકરાને સારો માણસ બનાવવામાં અવશ્ય સહાય કરશે અને તે છોકરો પ્રતિકૂળ સંયોગોને વશ નહિ થતાં તેનાપર જય મેળવે એવો નિવડશે.

આ સંબંધમાં મારા એક મિત્રે મને પોતાનો અનુભવ કહ્યો હતો તે અહીં ટાંકવો હું ઉચિત ધારૂં છું. તેના જીવનદરમિયાન એક સમયે તે એક ખરાબ ટેવની સામે ભારે યુદ્ધ કરી રહ્યો હતો. તે ખરાબ ટેવ યાને દુર્વ્યસનથી તે મુક્ત થાય તોજ અમુક સ્ત્રી સાથે તેનો લગ્નસંબંધ જોડાય તેમ હતું; પણ તે સ્ત્રીએ અને તેની માતાએ એવોજ વિચાર બાંધી રાખ્યો હતો કે, એ ખરાબ વ્યસન તે ભાગ્યેજ છોડી શકશે. તે નાજુક પ્રકૃતિનો હોવાથી બીજાના વિચારોની તેનાપર તુરતજ અસર થઇ જતી હતી. તે ભવિષ્યની સ્ત્રી અને તેની માતાના ઉપર જણાવેલા ભય અને શંકાના શબ્દો તથા વિચારો તેનામાં બળ, ધૈર્ય અને શ્રદ્ધા વધારવાને બદલે નિર્બળતાનોજ ખ્યાલ આપ્યા કરતા. જેથી તેની તેના મનપર એવી તો પ્રબળ અસર થતી કે ઘણી વાર તે પોતાના પ્રયત્નમાં હિંમત હારી જતો અને તે વ્યસનની અનિવાર્યતા—સર્વોપરિ સત્તા સ્વીકારી લઇને તેની સામેનો યત્ન મૂકી દેવાની તૈયારીમાં આવી જતો.

ઉપલા દાખલા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, આ મનુષ્ય ઉપર અત્યંત પ્રેમ રાખનાર અને તેને માટે સર્વસ્વનો ભોગ આપનાર ઉપલી બે વ્યક્તિઓને વિચારમાં રહેલા અદૃશ્ય પણ નિરંતર અસર કર્યા કરનારા બળની ખબર હતી નહિ તેથીજ તેઓ તેને હિંમત આપીને તેના બળમાં ઉમેરો કરવાને બદલે ઉલટું તેનામાં જે કાંઇ થોડું ઘણું ધૈર્ય હતું તેનો પણ નાશ કરી રહી હતી અને તેથીજ તેણે વ્યસન સામે આરંભેલું યુદ્ધ વધારે વિકટ બનતું ગયું હતું.

ભય, ચિંતા અને એવા બીજા નુકસાનકારક માનસિક વિકારો કોઇ પણ પુરુષ, સ્ત્રી કે બાળક પોતાના હૃદયમાં રાખ્યા કરે અને તેને પોષણ આપ્યા કરે તો તેથી નુકસાન થયાવિના રહેતુંજ નથી. ભય આરોગ્યનો નાશ કરે છે; ચિંતા શરીરને અંદરથી ચૂસવા લાગી તેના બંધારણના પાયા હચમચાવી દે છે, અને અંતે શરીરનો પણ નાશ કરે છે. આ પ્રમાણે ચિંતાથી મેળવવાનું કાંઇજ નથી, ત્યારે ખોવાનું સર્વસ્વ છે. કાંઈ પણ નુકસાન અથવા માઠા બનાવને લીધે થયેલો શોક જો લાંબા વખત સુધી હૃદયમાં રહ્યા કરે છે તો તેનું પરિણામ પણ તેવુંજ આવે છે. દરેક બાબતમાં જેવી માનસિક સ્થિતિ હોય, તેવીજ શારીરિક સ્થિતિ બનવા લાગે છે. હદબહારના લોભ અથવા કંજુસાઈથી પણ શરીરપર ખરાબજ અસર થાય છે. ક્રોધ, ઈર્ષા, દ્વેષ, બીજાઓના દોષ જોવાનું વલણ, વિષયલાલસા, આ સર્વ વિકારો જૂદી જૂદી રીતે શરીર તથા મન બંનેને નિર્બળ બનાવ્યા વિના રહેતા નથી.

આપણને માલૂમ પડતું જશે કે, જીવનના ઉચ્ચ નિયમો પ્રમાણે વર્તવામાં–એટલે કે ધાર્મિક ભાવનાઓને અનુસરવા ઉપરજ સુખ અને વૈભવનો આધાર રહેલો છે; એટલુંજ નહિ પણ શારીરિક આરોગ્ય પણ તેનાજ ઉપર વિશેષ આધાર રાખે છે. એક હીબ્રુ તત્ત્વજ્ઞાનીએ જીવનરસાયનનું ખરૂં રહસ્ય નીચેના શબ્દોમાં જણાવ્યું છેઃ–" ધાર્મિક મનુષ્યમાં જીવનતત્ત્વ વધે છે, અને અધાર્મિક મનુષ્ય મરણ પાછળ દોડે છે." વળી આગળ વધી તેણે એમ પણ જણાવ્યું છે કે "ધાર્મિકતામાંજ સાચું જીવન રહેલું છે અને મરણ તો છેજ નહિ." લોકો સામાન્ય રીતે સમજી શકે તેના કરતાં જે વધારે રહસ્ય ઉપલા શબ્દોમાં રહેલું છે, તે પણ તેઓ જોઇ શકે, એવો સમય હવે નજીક આવતો ચાલે છે. નિરંતર વધતી જતી સુંદરતા અને પ્રભાવાળા ભવ્ય શરીરમાં મનુષ્યનો આત્મા રહેશે કે નાશને રસ્તે જઈ રહેલા શરીરમાં રહેશે, તેનો આધાર તેના પોતાનાજ ઉપર રહેલો છે.

એકતરફી અને અનિયમિત જીવન ગાળવાથીજ અસંખ્ય મનુષ્યો અકાળે મૃત્યુને અધીન થાય છે અને એવી રીતે સુંદર મંદિરો બનવાને નિર્મિત થયેલાં શરીરો તેમાં વસનારા જીવાત્માઓનાં અજ્ઞાન, કુવિચાર અને મોહને લીધે ઉજ્જડ બની જઇ નાશ પામે છે.

સૂક્ષ્મ રીતે જોઇ શકનાર મનુષ્યને—એટલે કે વિચારશક્તિના અભ્યાસીને કોઈ પણ મનુષ્યની માનસિક સ્થિતિની અસર તેના અવાજમાં, ગતિમાં અને ચહેરામાં પણ અંકિત થયેલી જણાઇ આવે છે.

આવા અભ્યાસીને જો કોઈ મનુષ્યની વર્તમાન માનસિક સ્થિતિ બરાબર જણાવવામાં આવે તો તે અભ્યાસી તે ઉપરથી તે મનુષ્યનો અવાજ, ગતિ અને તેના ચહેરાનો દેખાવ પણ કહી શકશે; એટલુંજ નહિ પણ સામાન્ય રીતે તે મનુષ્ય કયા રોગોને પાત્ર છે તે પણ જણાવી શકશે.

જેઓએ મનુષ્ય અને અન્ય પ્રાણીઓના શરીરબંધારણનો તથા શરીરની પૂર્ણવય કેટલાં વર્ષે થાય છે, એ બાબતોનો અભ્યાસ કર્યો હોય છે તેઓ ખાત્રીપૂર્વક જણાવે છે કે, મનુષ્યશરીર લગભગ ૧૨૦ વર્ષપર્યંત ટકવું જોઇએ. પણ સમાજ તરફ દૃષ્ટિ કરતાં આપણને તદ્દન જૂદોજ અનુભવ થાય છે. મનુષ્યો બહુજ જલદીથી વૃદ્ધ અને અશક્ત બને છે તથા મૃત્યુના પંજામાં સપડાય છે અને લાંબા વખતસુધીની ખરેખરી યુવાવસ્થા તેમજ પુખ્ત અવસ્થાની તંદુરસ્તી ભાગ્યેજ નજરે પડે છે. આ ઉપરથી લોકોમાં હવે એવોજ વિચાર બેસી ગયો છે કે, સ્વાભાવિક રીતેજ મનુષ્યનું આયુષ્ય ઓછું હોય છે; અથવા વિધાતાએ પ્રથમથીજ દરેક પ્રાણીનું આયુષ્ય નક્કી કરી મૂકેલું હોઈ તેટલીજ મુદત તે જીવી શકે છે. આ વિચારનું પરિણામ પણ એજ આવે છે કે, ઘણાખરા મનુષ્યો અમુક વયે પહોંચતાંજ બીજાઓના દાખલાઓ જોઈને માનવા લાગે છે કે "હવે ઘડપણ આવ્યું, હવે મૃત્યુનો સમય સમીપ આવતો ચાલે છે, હવે થોડાંજ વર્ષ કાઢવાનાં છે" આવા આવા અશુભ વિચારોને નિરંતર સેવીને પુષ્કળ મનુષ્યો વૃદ્ધાવસ્થાને વધારે ઝડપથી પોતા તરફ ખેંચી લાવે છે, અને અકાળે વૃદ્ધ બને છે.

શરીર અને મન પ્રફુલ્લ ને સશક્ત રહે અથવા તો દુઃખી ને અશક્ત બને, એમાં મનનીજ શકિતઓ અદૃશ્યપણે—પરંતુ નિયમિતપણે જે કામ કર્યા કરે છે તેનો ખ્યાલ સામાન્ય મનુષ્યને આપવો કઠિન છે. લોકો જો આ બાબત—અર્થાત્ મનનું સામર્થ્ય યથાવત સમજે તો તેઓ ૧૨૦ વર્ષસુધી સુખપૂર્વક જીવવાની આશા અને ઉત્સાહ અવશ્ય રાખતા થાય.

એક એંશી વર્ષની સ્ત્રી છે. જે મનુષ્યો વર્ષના હિસાબથી ગણત્રી કરતા હોય તેઓને તો આ સ્ત્રી વૃદ્ધ લાગવી જોઇએ; પણ

આ સ્ત્રીને વૃદ્ધ કહેવી એ ખરેખર પ્રકાશને અંધકાર કહેવા જેવું અથવા તો સફેદ વસ્તુને કાળી કહેવા જેવુંજ છે. કેમકે પચીસ વર્ષની નવયુવતીના જેટલો ઉત્સાહ, ચપળતા અને બળ તેના શરીરમાં દૃષ્ટિગોચર થાય છે. તેણે સર્વ મનુષ્યો અને સર્વ વસ્તુઓમાં શુભ તત્ત્વ જોવાની શક્તિ બચપણથીજ પોતામાં ખીલવી છે. એટલે તેને સર્વ સંસાર, સર્વ મનુષ્યો અને સર્વ બનાવો પણ શુભજ ભાસે છે. જેવો બાલ્યાવસ્થામાં નાનામોટા સર્વને પોતાના તરફ આકર્ષવાનો આનંદી, શાંત અને પ્રેમી સ્વભાવ હતો તેવોજ આજે પણ તેનામાં કાયમ છે! સેંકડો અને હજારો કુટુંબોમાં અને મનુષ્યોમાં તેણે શાંતિ, પ્રેમ, આનંદ અને ધૈર્યનો પ્રવાહ રેલાવ્યો છે; અને ભવિષ્યમાં પણ ઘણાં વર્ષસુધી તેની આવીજ સ્થિતિ કાયમ રહેશે, એમ માનવાને સબળ કારણો છે. હાલના ઘણાખરા લોકોની પેઠે એ સ્ત્રીના મનમાં ભય, દ્વેષ, શોક, દિલગીરી અને લોભ જેવા વિકારોએ સ્થાનજ પ્રાપ્ત કર્યું નથી અને તેથી તેના શરીરમાં પણ હજીસુધી કશો વ્યાધિ થયો નથી.

અજ્ઞાનને લીધે કેટલાક એમ માને છે કે 'રોગ આવવો એ તો કુદરતનોજ કાયદો છે અને રોગ થવો કે ન થવો એ કાંઇ આપણા હાથમાં નથી.' પરંતુ આ માન્યતા એકદમ ભૂલભરેલી છે. ઉપર જણાવેલી એંશી વર્ષની સ્ત્રીએ પોતાની જીંદગીમાં અનેક વારાફેરા જોયા છે; અનેક સારી–નરસી સ્થિતિઓમાંથી તે પસાર થઇ છે. એટલે જો તે પણ બીજાઓની પેઠે એવી ભૂલભરેલી માન્યતા ધરાવતી હોત અને હલકા મનોવિકારોથી થતી હાનિનું જ્ઞાન જો આ પ્રભાવશાળી સ્ત્રીને ન હોત તો બીજાઓની માફક તે પણ અત્યાર પહેલાં ક્યારનીયે રોગિષ્ઠ બની ગઇ હોત. પરંતુ તેને પૂર્ણ વિશ્વાસ તથા અનુભવ પણ છે કે, તે પોતાના મનની માલિક છે; અને તેથી મનપર તેનું નિષ્કંટક રાજ્ય ચાલે છે. પોતાના મનોરાજ્યમાં કયા વિચારોને દાખલ કરવા અને કયા વિચારોને દૂર રાખવા તેનો અધિકાર તે પોતાનાજ હાથમાં રાખે છે. કારણકે તે સારી પેઠે જાણે છે કે, તેની બાહ્યસ્થિતિઓનો આધાર તેની માનસિક સ્થિતિ ઉપર છે. તે સ્ત્રીનું હસતું વદન, આનંદમય વૃત્તિ અને પૂર્ણ આરોગ્ય જોઇને પ્રેક્ષકના મનમાં શુભ પ્રેરણા અને નિર્દોષ આનંદ ઉપજ્યા વિના રહેતોજ નથી. **'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः'** એ વાક્ય સ્થૂળશરીરના પણ બંધ અને મોક્ષ માટે (આરોગ્ય-

અનારોગ્ય માટે) કેટલું બધું લાગુ પડે છે; તેના સાક્ષાત્ દૃષ્ટાંતરૂપ આ સ્ત્રી છે.

એક દિવસ રસ્તામાં થઈને તે સ્ત્રી જતી હતી, ત્યારે હું તેની ગતિ જોયા કરતો હતો. રસ્તામાં બાળકો રમતાં હતાં. તેઓ તો તેને જોતાંજ તેની તરફ દોડવા લાગ્યાં ! તેઓ સર્વના તરફ તે પ્રેમદૃષ્ટિથી જોતી હતી. કોઈની સાથે મીઠા શબ્દોથી બોલતી તો કોઈ બાળકના માથાપર હાથ ફેરવતી અને કોઈને રમવાનું રમકડું આપતી તો કોઈને ખાવાનું આપતી હતી. સર્વ બાળકો તેને માતાતુલ્ય ગણતાં હતાં અને તે પણ સર્વ બાળકોને સંતાનોસમાન લેખતી હતી. માર્ગમાં એકાદ ધોબણ લુંગડાંનો ભારે ગાંસડો ઉંચકીને જતી જણાય કે તરતજ તે મીઠાશભર્યો એકાદ શબ્દ કહેવા માટે તેના તરફ પહોંચી જતી. સખ્ત કામ કરીને મજુરીના હથિયાર સાથે પાછા ફરતા એકાદ કારીગર સાથે પણ તે વાત કરવા ઉભી રહેતી; અને ગાડીમાં બેસીને જતી એકાદ ઉમરાવની સ્ત્રીનો પણ તે દૂરથી પોતાની મીઠી નજરવડે સત્કાર કરતી.આ પ્રમાણે ગરીબ તેમજ ધનવાન અને ઉમરાવ અથવા સામાન્ય મનુષ્ય એ સર્વપ્રત્યે તે પ્રેમભરી દૃષ્ટિથી જોતી જોતી અને મીઠા શબ્દો બોલતી બોલતી ચાલતી હતી અને તેમ કરીને તે પોતાનામાં રહેલો આનંદ અને ઉત્સાહ સર્વ તરફ રેડયા કરતી હતી. ઉપલેજ સમયે મારી દૃષ્ટિ તે રસ્તે થઈને જતી એક વૃદ્ધ ડોસીપર પડી.તે બાઈ આ સ્ત્રી કરતાં વયમાં પંદર વીસ વર્ષે નાની હોવા છતાં શરીરે વળી ગયેલી હતી અને તેના શરીરના અવયવો અક્કડ અને જડ ભાસતા હતા. તેના ચહેરાપર ગમગીનીની જે છાયા પથરાઈ રહી હતી તેમાં તેનો કાળો પોષાક અને મુખપરની કાળી જાળી ઉમેરો કરતાં હતાં. તેને માથે જે દુઃખ પડયાં હતાં તેને આ પોષાક પહેરીને તે નિરંતર સ્મરણમાં રાખ્યા કરતી હતી અને ભૂલવાજ ઈચ્છતી ન હતી. જગતની ઘટનાઓમાં રહેલું શુભપણું તે દેખી શકતી ન હતી અને તેથી પરમાત્માના અનંત પ્રેમ તથા દયામાં તેને જરા પણ શ્રદ્ધા ન હતી. તેના મસ્તકમાં દુઃખ, શોક, ગમગીની અને ચિંતાનાજ વિચારો ભરાઈ રહેલા હતા. સુવિચારની ખામીને લીધે આનંદ, ઉત્સાહ, પ્રેમ કે ધૈર્ય તો તેનામાં લેશ પણ ન હતાં. આથી જે જે મનુષ્યોના સંબંધમાં તે આવતી, તે બધાંમાં તે ચેપી રોગની માફક પોતાની દુઃખ–શોકનીજ વૃત્તિઓની અસર ફેલાવતી હતી અને તેમ કરીને જગતમાં

જ્યાં ત્યાં વ્યાપી રહેલા દુઃખના દરીયામાં પોતા તરફથી તે ઉમેરો કર્યા કરતી હતી.

આ બન્ને સ્ત્રીઓના દૃષ્ટાંત ઉપરથી આપણા ખ્યાલમાં આ વાત સહેલાઇથી ઠસે છે કે, **આપણા સુખ-દુઃખનું જનક આપણું મનજ છે.** આપણે ઇચ્છીશું કે, જે સ્ત્રીનો આપણે પ્રથમ વિચાર કર્યો તેવીજ વૃત્તિવાળાં સ્ત્રી-પુરુષો જગતમાં વૃદ્ધિ પામે અને તેઓ મનુષ્યજાતિને આશીર્વાદ આપવાને અને પોતાના ઉમદા જીવનમાં વહેતી જીવનશક્તિઓ આપણા જેવા ઉપર રેડવા માટે હજારો વર્ષસુધી જીવતા રહે.

શું તમારે નિરંતર યુવાન રહેવું છે? શું તમારે યુવાવસ્થાનો ઉત્સાહ અને આનંદ પુખ્ત વયમાં પણ ભોગવવો છે? તો આ અતિ મહત્વની બાબત તરફ ખાસ લક્ષ આપો અને તમારૂં માનસિક જીવન તમે કેવું ગાળો છો તેની તપાસ કરો. કેમકે તમારા એકેએક સુખદુઃખનો બધો આધાર તમારા વિચારોનીજ ઉપર રહેલો છે. ગૌતમબુદ્ધે ધમ્મપદના પહેલાજ શ્લોકમાં જણાવ્યું છે કે "જેવા તમારા વિચારો હશે તેવાજ તમો બનશો, કારણ કે મન એજ સર્વસ્વ છે." રસ્કિને પણ આવોજ વિચાર ધ્યાનમાં રાખી કહ્યું છે કે "તમારા મનને સુવિચારનાજ સ્થાનરૂપ બનાવો."

સારા વિચારોનું કેટલું સામર્થ્ય છે અને શુભ વિચારો સર્વ વિપત્તિઓ સામે કેવી રીતે કામ કરે છે, તે આપણે પૂર્ણપણે જાણતા નથી. કારણકે આપણને બાલ્યાવસ્થાથી એવો સુબોધક પાઠ આપવામાં આવ્યો નથી. અસ્તુ. એ સમય તો ગયો, પરંતુ હવે યુવાવસ્થાની સ્ફૂર્તિ,બળ અને સૌંદર્ય તમારે જોઇએ છે? તો પ્રથમ તે સ્ફૂર્તિ, સૌંદર્ય અને બળની ભાવનાને તમારા હૃદયમાં ઉતારો અને તેનાથી વિરુદ્ધ વિચારને તમારા મનમાં જરાયે સ્થાન આપો નહિ. આથી થોડાજ સમયમાં તે પવિત્ર ભાવો તમારા શરીરદ્વારા પણ પ્રકટ થવા લાગશે અને જેટલા પ્રમાણમાં એ **શુભ વિચારોમાં તમે દૃઢ રહી શકશો, તેટલા પ્રમાણમાં શરીરથી પણ જુવાન રહી શકશો.**

ઉપર જણાવ્યું તેમ તમે વારંવાર જેવા વિચારો કર્યા કરો છો, તેવાજ પ્રકારની તમારા શરીરની સ્થિતિ થવા માંડે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે **"તમે પોતેજ તમારા શરીરને રચો છો; એટલુંજ નહિ પણ જેવા તમારા વિચારો હોય છે,**

**તેનાજ જેવા વિચારો બહારથી પણ તમારા તરફ આકર્ષાય છે."** જો તમારા વિચારો આનંદી, આશાભર્યા અને ઉત્સાહયુક્ત હશે, તો સૃષ્ટિપર વ્યાપી રહેલા વિચાર–વાતાવરણમાંથી કુદરતી નિયમ પ્રમાણે તમારા તરફ પણ તેવાજ વિચારોનો પ્રવાહ ખેંચાઈ આવશે; અને જો તમારા વિચાર દિલગીરીભર્યા, ભયયુક્ત અને નિરાશાજનક હશે, તો તમારા તરફ પણ તેવા પ્રકારના ખરાબજ વિચારપ્રવાહનું આકર્ષણ થશે. માટે જો તમારા વિચારો ચિંતાયુક્ત, ઉદ્વેગભર્યા અને ગ્લાનિમય હોય તો તેમાં તમારે ફેરફાર કરવાની ખાસ જરૂર છે, એમ સમજજો. એવો ફેરફાર કરવા માટે તમારે ફરીથી બાળક જેવા બનવું જોઈએ–અર્થાત આનંદી અને બેફીકરા માણુસ થવું જોઈએ.

બાળકો જ્યારે ભેગાં થાય છે, ત્યારે તેમનામાં રહેલો રમવાનો ઉત્સાહ સ્વાભાવિક રીતેજ જાગી ઉઠે છે; અને જો કોઈ બાળક એકલું પડે તો તરતજ તેની ગતિ મંદ થતી જશે અને તે નિરૂત્સાહી બનીને એકાંતમાં પડયું રહેશે. અર્થાત્ તે બાળક રમત–ગમતના ઉત્તમ વાતાવરણથી છૂટું પડી જતાં પોતાની સ્વાભાવિક સ્થિતિને ભૂલી જશે.

તમારા સ્વભાવમાંથી બાળકના ઉત્સાહનો જે પ્રવાહ જતો રહ્યો છે, તે તમારે પાછો મેળવવો જોઇએ. તમે ઘણાજ ગંભીર અથવા દિલગીર કે કાં તો જીવનના પ્રશ્નોના ઉંડા વિચારમાં ગરક રહ્યા કરો છો; તેને બદલે મૂર્ખ અથવા કમઅક્કલ બનો એનું નામ બાળક બનવું નથી; પરંતુ બાળકના જેવા આનંદી અને ઉત્સાહી બનવાનું છે અને ધારો તો તેવા તમે બની શકો તેમ છો. જ્યારે પણ બને ત્યારે તમે બાળકના જેવો આનંદી અને ઉત્સાહી સ્વભાવ રાખો તો મને ખાત્રી છે કે, તમે તમારૂં કામકાજ વધારે સારી રીતે કરી શકો. નિરંતર દિલગીરીભર્યો અને ગંભીર સ્વભાવ રાખવાથી પરિણામ અશુભજ આવે છે અને એવો સ્વભાવ લાંબો વખત રહેવાથી તેવા મનુષ્યોને હસવું આવવું પણ ભારે પડે છે. વીસ વર્ષની વયમાંજ તમારા જીવનમાંથી બાલ્યાવસ્થાનો ઉત્સાહ જતો રહેવા માંડીને તમારૂં જીવન ગંભીર થવા લાગે છે. એવા સંયોગોમાં તમે કોઇ ધંધામાં પ્રવેશ કરો છો, તો તુરતજ તે ધંધાની આંટીઘુંટીમાં, ચિંતામાં અને જોખમદારીમાં તમે ગુંચવાઇ પડો છો અથવા તો કોઇ એવી પ્રવૃત્તિમાં તમે પડી જાઓ છો, કે

જેમાંથી ચિંતા અને ઉદ્વેગનાંજ કારણો બની આવે, અને જેમાંથી બાળકની માફક નિશ્ચિંતપણે રમવા–ખેલવાનો સમય પણ તમને ન મળે. આમ થવાને લીધે તમે વડીલો અને વૃદ્ધોની સાથે વિશેષ વિશેષ સંબંધમાં આવતા જાઓ છો અને તેમની નિસ્તેજ ભાવનાઓનો અંગીકાર કરીને તેમની પેઠે, ચાલતી આવેલી રૂઢિઓનો કશો પણ વિચાર કર્યાવિના અંગીકાર કરો છો અને દરેક બાબતને માત્ર વ્યાવહારિક લાભનીજ દૃષ્ટિથી તપાસવા લાગો છો. આ સર્વનું પરિણામ એજ આવવું જોઇએ અને આવ્યું છે કે, તમારામાં ચિંતાયુકત અને ગમગીનીભર્યા વિચારો આવવા લાગ્યા; અને ધીમે ધીમે તમારી જીવનપ્રણાલિકા પણ એવીજ બનવા લાગી. ક્રમે ક્રમે તે વિચારો તમારા લોહી અને માંસમાં પોતાની અસર દેખાડવા લાગ્યા. તમારા મનમાંથી તમારા શરીરપ્રત્યે જે વિચારપ્રવાહ વહ્યા કરે છે, તે વિચારનું ઘટ્ટ સ્વરૂપ એજ તમારૂં સ્થૂલશરીર છે. તમારાં વર્ષોનાં વર્ષ આજ પ્રકારે વીતે છે અને પરિણામે તમને અનુભવ થાય છે કે, તમારાં અંગો અક્કડ બની ગયાં છે. તમારામાં હવે વૃક્ષપર ચઢવાનું બળ રહ્યું નથી કે જે તમારામાં ૧૪ વર્ષની વયે પ્રત્યક્ષ જણાતું હતું. તમારા શરીરમાં હવે પ્રથમના જેવી સ્ફૂર્તિ કે ચપળતા રહી નથી. તમારા મને તમારા શરીરપ્રતિ જે નિરૂત્સાહી અને મંદ ગતિવાળાં તત્ત્વોને મોકલ્યાં છે, તેનું તમારા શરીરપર ઉપર પ્રમાણે આવેલું પરિણામ તમે પ્રત્યક્ષ જોઇ શકો છો.

ઉપર જણાવ્યા જેવી સ્થિતિમાં જો તમારે સુધારો કરવો હોય તો તે બહુજ ધીમેથી–પણ નક્કીપણે થઇ શકે તેમ છે. તમારા વિચારો પૂર્ણ ઉત્સાહમય, આનંદી અને સર્વ રીતે બળયુક્ત હોવા જોઇએ અને પરમાત્મતત્ત્વ ઉપર તમારે પૂર્ણ શ્રદ્ધા રાખવી જોઇએ કે તે તમને સત્ય વિચારોમાં સ્થિર રાખે. તમારે નિરાશાજનક વિચારોથી સર્વથા મુકત રહેવું જોઇએ. ઘણી વાર તમારાથી અજ્ઞાત રીતે તમારા ઘણા વખતના પુરાણા અશુભ, નિરૂત્સાહી અને ચિંતાભર્યા વિચારો તમારા મનમાં આવી જશે. પણ તમે તેનાથી સાવધ રહેજો અને શુભ, ઉત્સાહયુક્ત તથા આનંદી વિથારોથીજ તમારા મનને ભરવા માંડજો; કે જેથી તે વિચારો ધીમે ધીમે બળવાન થઇને તમારા શરીરપર પોતાની સ્થાયી શુભ અસર કરવા સમર્થ થાય.

વર્તમાન સમયમાં પશુઓના જેવી અજ્ઞાનતાને લીધે આપણાં

શરીર નિર્બળ બન્યાં છે; પરંતુ સર્વથા એમજ થયા કરવું જોઇએ એવો નિયમ નથી. અધ્યાત્મવિદ્યાનો પ્રચાર વધવા સાથે આવી અવનતિનું કારણ આપણે વધારે જાણતા ચાલીશું અને તેથી આપણા સમજવામાં આવશેજ કે "શરીરનો આધાર મનપરજ છે." આ નિયમ જેમ જેમ આપણે વિશેષ જાણીશું અને તે પર વિશેષ શ્રદ્ધા રાખીને આપણું જીવન તેને અનુસરતું બનાવતા રહીશું, તેમ તેમ આપણું મનોબળ પણ વધતુંજ ચાલશે અને મનોબળનો એ વધારો શરીરબળનો પણ વધારો કરશે.

શરીરનું પૂર્ણ આરોગ્ય અને માનસિક સ્વાસ્થ્ય એજ માનવ-જીવનની સ્વાભાવિક સ્થિતિ છે. તે સિવાયની સ્થિતિ એ અસ્વાભાવિક કે કૃત્રિમ છે અને તે કુદરતી નિયમનો ભંગ યા અનાદર કરવાથીજ ઉત્પન્ન થાય છે. **દુઃખ કે રોગને કાંઈ ઈશ્વરે ઉત્પન્ન કર્યાં નથી, પરંતુ મનુષ્યે કરેલા** છે. ચોતરફથી કુદરતના નિયમોની વચમાં મનુષ્ય રહેલું છે અને તેનો તે ભંગ કરે છે, તેથીજ તેને રોગ કે દુઃખ આવે છે. આપણને ચોતરફ દુઃખ અને રોગને જોવાની એટલી બધી કુટેવ પડી ગઇ છે, કે તેને કદાચ આપણે સ્વાભાવિક ન માનતા હોઇએ, તો તે 'આવવાં જોઇએ' એવી માન્યતા તો સર્વત્ર જોવામાં આવે છે.

ભવિષ્યમાં એક સમય એવો પણ આવશે, કે જ્યારે વૈદ્યો શરીરની અવ્યવસ્થિત સ્થિતિનો ઉપચાર કરવાને બદલે પ્રથમ માનસિક અવ્યવસ્થાનોજ ઉપચાર કરશે; અને પછી તે માનસિક સુવ્યવસ્થા શરીરપર અસર કરીને શરીરને આરોગ્ય બનાવશે. બીજી રીતે કહીએ તો ખરો વૈદ્ય એક ઉત્તમ શિક્ષકનું કામ કરશે. **લોકોને રોગવશ થયા પછી રોગમુક્ત કરવા; એના કરતાં તેઓ રોગીજ થાય નહિ એવા ઉપાયો સૂચવવા, એજ ઉત્તમ વૈદ્યનો ધંધો હોવો જોઇએ.** ભવિષ્યમાં એવા વૈદ્યો ઉત્પન્ન થશે, એટલુંજ નહિ પણ દરેક મનુષ્ય જાતે વૈદ્ય બનશે.

આપણે જેટલા પ્રમાણમાં જીવનના ઉચ્ચ નિયમોનું પાલન કરીશું, અને જેટલા પ્રમાણમાં મન તથા આત્માની શક્તિઓથી વધારે માહિતગાર થઈશું, તેટલા પ્રમાણમાં આપણે શરીર તરફ ઓછું ધ્યાન આપીશું-અર્થાત્ શરીરની સંભાળ તો રાખીશું પણ તેના સંબંધી ચિંતા કર્યા કરીશું નહિ.

જો મનુષ્યો શરીરની ચિંતા ન કરતા હોત અને વારંવાર

'શરીર માંદુ પડશે' એવો વિચાર ન કરતા હોત, તો હજારો મનુષ્યોનાં શરીર હાલ કરતાં વધારે સારી દશામાં હોત. ઘણુંખરૂં જે મનુષ્યો શરીરસંબંધી બહુ ઓછી ચિંતા કરે છે, તેઓનાં શરીર ઉલટાં વધારે તંદુરસ્ત માલૂમ પડે છે. ઘણા મનુષ્યો શરીરની હદબહારની ચિંતા કરવાથીજ શરીરને રોગી બનાવે છે.

શરીરને પૂરતું પોષણ આપો, કસરત કરો, ખુલ્લી હવાનો લાભ લ્યો, સૂર્યનો જોઇતો પ્રકાશ તેનાપર પડવા દો, શરીરને સ્વચ્છ રાખો અને પછી જેમ બને તેમ શરીરસંબંધી ઓછો વિચાર કરો. તમારા વિચારોમાં અથવા વાતચિતમાં નિરૂત્સાહી શૈલી ગ્રહણ કરતા નહિ અને રોગ કે મંદવાડની વાતો કરતા નહિ. કેમકે એવી વાતો કરવાથી તમે પોતાને તેમજ તે વાતો સાંભળનારને પણ નુકસાન કરો છો. માટે તમે તો એવીજ વાતો કરો, કે જેથી સાંભળનાર નિર્બળ કે રોગી બનવાને બદલે બળવાન અને તંદુરસ્ત બને.

ઉત્સાહનો ભંગ કરનારી બાબતોનો વિચાર કરવો, એજ નાશનું કારણ છે. બીજી બાબતોની પેઠે શરીરની બાબતમાં પણ આ નિયમ એકસરખો લાગુ પડે છે. એક વિદ્વાન ડૉક્ટર જેણે મનની શરીરપર થતી અસરોનો ઘણાં વર્ષોસુધી બારીક અભ્યાસ કરેલો છે, તે આ સંબંધમાં પોતાનો અભિપ્રાય નીચલા સ્પષ્ટ શબ્દોમાં રજુ કરે છેઃ—"જેમ અપૂર્ણતા ઉપર વિચાર કરવાથી પૂર્ણતા પ્રાપ્ત ન થઈ શકે અને જેમ વિરોધ ઉપર વિચાર કરવાથી સંપ ન થઇ શકે, તેમ રોગના વિચાર કર્યા કરવાથી નિરોગીપણું પણ પ્રાપ્ત થઇ શકે નહિ." આ નિયમ જોતાં આપણા મન આગળ આપણે હમેશાં સુંદર અને આરોગ્ય શરીરનોજ આદર્શ રાખવો જોઇએ.

તમારા શરીરમાટે જે સ્થિતિ તમે ન ઇચ્છતા હો તેવી સ્થિતિના વિચારોજ તમે કરતા નહિ; અને રોગનાં ચિહ્નોસંબંધી વિચાર અથવા તેનોજ અભ્યાસ કર્યા કરતા નહિ. તમે તમારા શરીર ઉપર પૂર્ણ સ્વામીત્વ ધરાવતા નથી, એ વિચારને તો ક્ષણ વાર પણ તમે હૃદયમાં સ્થાન આપતા નહિ. શારીરિક રોગો ઉપર તમારી પૂરેપૂરી સત્તા છે, એ ખરી વાતજ હમેશાં ધ્યાનમાં રાખો અને રોગ જેવી જડ બાબતની જરા પણ સત્તા કે ગુલામગીરી ન સ્વીકારો. હું પણ બાળકોને નાનપણથીજ આરોગ્યના વિચાર કરાવીને, ઉચ્ચ ભાવનાઓ રખાવીને અને પવિત્ર જીવન ગળાવીને, રોગ અને તેમની વચ્ચે દિવાલ બાંધતાં શીખવીશ અને મરણના વિચારો

તેમજ રોગની કલ્પનાઓથી તેમને દૂર રહેતાં શીખવીશ; એટલુંજ નહિ પણ દ્વેષ, ઈર્ષ્યા, વેર, વિષયવાસના, મત્સર વગેરે માનસિક વિકારોથી પણ દૂર રહેવાનો તેમને બોધ આપીશ.

ખરાબ ખોરાક, ખરાબ પાણી અને ખરાબ વાયુથી પણ બહુજ નુકસાન થાય છે. એથી લોહી મલિન બને છે, મલિન લોહીને લીધે સ્નાયુઓ મલિન બને છે અને મલિન સ્નાયુઓને લીધે મનુષ્યના વિચારો અને નીતિ પણ મલિન બને છે. પવિત્ર વિચારોની પવિત્ર જીવન ગાળવામાટે જેટલી જરૂર છે, તેટલીજ શરીરની તંદુરસ્તી માટે પણ જરૂર છે. માટે બાળકોને બચપણથીજ પોતાની સંકલ્પ-શક્તિ દૃઢ બનાવતાં અને જીવનમાં આવતી અડચણો સામે યુદ્ધ કરતાં શીખવવું જોઈએ; અને માંદા મનુષ્યોને આશા, શ્રદ્ધા અને આનંદ ઉપજે એવા ઉપાયો લેવા જોઈએ. **આપણા વિચારો અને કલ્પનાઓની હદ એજ આપણા વિકાસની હદ છે.** મનુષ્યને પોતા ઉપર જેટલી શ્રદ્ધા હોય છે, તેના કરતાં તેનો વિજય કે તેની તંદુરસ્તી વધારે આગળ જઇ શકતાંજ નથી. ખરૂં કહીએ તો **વિચારો અને ભાવનાઓની અમુક હદ-માં રહી જઇને આપણે આપણીજ ઉન્નતિની આડી એવી દિવાલો બાંધીએ છીએ, કે જેની પેલી બાજુ આપણાથી જઇ શકાયજ નહિ.**

જગતમાં સર્વ કોઇ પોતાના જેવાંજ બાળકો ઉત્પન્ન કરે છે. દ્વેષ, ઈર્ષ્યા, વેર, અશુભચિંતન–એ વગેરે માનસિક વિકારોને પણ બાળકો હોય છે.

દરેક ખરાબ વિચાર તેના જેવાજ બીજા વિચારને જન્મ આપે છે અને આ વિચારરૂપી દરેક બાળક પણ બીજાં પોતાના જેવાંજ બાળકોને પેદા કરે છે. આ પ્રમાણે આખું જગત એવાં ખરાબ બાળકોથી ભરાઇ જાય છે. હકીકત આ પ્રમાણે હોવાથી ભવિષ્યના ઉત્તમ વૈદ્યો શરીરને કેવળ ઔષધોથીજ ભરી દેશે નહિ. ભવિષ્યની માતાઓ પણ પોતાનાં બાળકોને ક્રોધ, દ્વેષ અને ઈર્ષ્યારૂપી વ્યાધિઓને પ્રેમ-રૂપી ઔષધવડેજ દૂર કરવાનું શીખવશે. ભવિષ્યમાં થનારો સાચો વૈદ્ય લોકોને આનંદી સ્વભાવ અને શુભ ભાવના રાખવાનું તથા ઉમદા કાર્યો કરવાનું બનાવશે, કે જેથી શરીર તેમજ હૃદયને પુષ્ટિ મળે. કેમકે **આનંદી સ્વભાવ શ્રેષ્ઠ ઔષધનું કામ સારે છે.**

માનસિક સ્વસ્થતાની પેઠે શારીરિક આરોગ્ય પણ તમે જેની

જેની સાથે સંબંધ રાખશો તેનાજ ઉપર આધાર રાખે છે. સર્વ જીવનોનું મૂળ જે અનંત પરમાત્મતત્ત્વ, તેમાં જ્યારે નિર્બળતા કે રોગનો સંભવજ નથી, તો પછી તે પરમાત્મતત્ત્વ સાથેજ તમે બને તેટલો વધારે અને યથાર્થ સંબંધ રાખો. આ સંબંધ તમારે કાંઇ નવો બાંધવાનો નથી, પણ અનાદિ કાળથીજ તે ચાલુ છે. માત્ર તમે તે વાત ભૂલી જઇને અસત્ય વાતો માની લીધી, તેથીજ તમે દુઃખી છો; માટે હવે એનો ઉપાય પણ એજ છે કે તમે તેની સાથેના સંબંધનું ભાન જાગ્રત કરો અને તે તત્ત્વની મહામંગલમય શક્તિ તમારા હૃદયમાં છૂટથી વહેવા દેવાને માટે તમારા હૃદયનાં દ્વાર પૂરેપૂરાં ખુલ્લાં રાખો. આથી તમને જલદીથી સુધરતી જતી તંદુરસ્તીનો અને વધતી ચાલતી શક્તિનો અનુભવ અવશ્ય થવા લાગશે.

મનુષ્ય જેવો વિચાર કરે છે તેવોજ તે થાય છે; તોપછી ઉઠો અને ઈશ્વરની સાથે તમારી નિત્યસિદ્ધ એકતાનો વિચાર કરવા લાગો. હવે આપણે આ આરોગ્યના સમગ્ર વિષયને એકજ વાક્યમાં જણાવીશું કે **“ જેમ ઈશ્વર નિરોગ છે, તેમ તમે પણ નિરોગ છો.”** તમારા આ ખરા સ્વરૂપનો ખ્યાલ તમારે અવશ્ય લાવવો જોઇએ. આ ખ્યાલ–આ જાગૃતિ જ્યારે તમારામાં પ્રકટ થશે, ત્યારેજ એના પ્રતાપે તમારા શરીરની કેવી સારી સ્થિતિ થશે તેનો તમને ખરો ખ્યાલ આવી શકશે. માટે ફરી પણ કહેવાનું કે, સર્વ પ્રથમ તો તે અનંત ચૈતન્ય સાથેની તમારી એકતાનો ખ્યાલ તમારે લાવવો જોઇએ અને પછી તેનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. “ઈશ્વરી ઈચ્છા એ તમારી ઇચ્છા અને તમારી ઇચ્છા એ ઈશ્વરી ઇચ્છા છે; અને ઈશ્વરને સર્વ વસ્તુ પ્રાપ્ત છે, તો તમારે પણ છે.” આમ સતતપણે એકતાનું ચિંતન કરવાથી જેમ જેમ ભેદભાવ દૂર થતો જશે, તેમ તેમ શારીરિક રોગો અને નિર્બળતાઓનો નાશ થતો જશે; એટલુંજ નહિ પણ એથી કરીને આપણા વિકાસને અટકાવનારી દિવાલો પણ તૂટવા લાગશે.

બંધુઓ ! એ પરમાત્મતત્ત્વમાં–એ અનંત ચૈતન્યમાં મગ્ન થઈ તેનો અપૂર્વ આનંદ પ્રાપ્ત કરો. તમારી સર્વ ભાવનાઓ એથી અવશ્ય સિદ્ધ થશે અને તમારા હૃદયમાંથી આપોઆપજ એવો ધ્વનિ નીકળશે કે “ હું સર્વથા સુખી છું. ”

ભવિષ્યમાં સારી સ્થિતિ થશે અને સારા બનાવો બનશે, એવો માત્ર ખ્યાલજ લાવીને બેસી રહેતા નહિ; પરંતુ આ પળેજ

એ શાશ્વત ચૈતન્યનો અનુભવ કરવા લાગો અને તમારા જીવન-વ્યવહારમાં પણ એ ઉચ્ચ ભાવનાઓને ઉતારો. તમારા દિવ્ય અને ખરેખરા છતાં ભૂલી જવાયલા પવિત્ર હક્કનો ખ્યાલ લાવો, એટલે તમારી સંપૂર્ણ ખાત્રી થશે કે, તમે હરેક ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુ અને સ્થિતિને મેળવવાને લાયક અધિકારી છો.

# પ્રકરણ ૪ થું

## પ્રેમનો પ્રભાવ

પરમાત્મા પ્રેમના સમુદ્રરૂપ છે. જે પળે આપણે પરમાત્મા સાથે આપણા ઐક્યનું નિશ્ચયપૂર્વક ભાન કરીએ છીએ, તેજ પળે આપણામાં એટલો બધો પ્રેમ અને આનંદ વ્યાપી રહે છે, કે જેથી આપણે સર્વત્ર શુભજ જોઇએ છીએ, તેમજ સર્વ પ્રાણીપદાર્થો સાથે પણ એકતાના સંબંધમાં આવીએ છીએ કે જેથી આપણે કોઇપણ વ્યક્તિને નુકસાન કરી શકીએ નહિ. વાસ્તવમાં આપણે સર્વ એકજ મહાન શરીરનાં અંગોરૂપ હોવાથી તે શરીરનાં સર્વ અંગોને ઈજા કર્યા-સિવાય આપણે તેના એક પણ અંગને ઇજા કરી શકીએ નહિ.

સર્વ મનુષ્યોનાં જીવનની એકતાનો આપણને જેમ જેમ વિશેષ વિશેષ પરિચય થતો જશે, તેમ તેમ આપણને જણાશે કે, જે પરમાત્મસત્તા સર્વના મૂળરૂપ છે, તેનાજ અંશરૂપ આપણે સર્વ છીએ અને સર્વ વ્યક્તિઓમાં એજ ચૈતન્યશક્તિ કામ કરી રહી છે. વળી આવો ખ્યાલ આવવાની સાથેજ આપણા સર્વ પ્રકારના દ્વેષ અને બીજાઓસંબંધી બંધાઈ ચૂકેલા ખોટા વિચારો દૂર થવા લાગે છે; આપણો પ્રેમ સર્વવ્યાપી થઈને પોતાનું નિષ્કંટક રાજ્ય ચલાવે છે અને આપણે ગમે ત્યાં જઇએ કે ગમે તેવા મનુષ્યો સાથે સંબંધમાં આવીએ ત્યાં બધે આપણે ઇશ્વરનેજ જોતાં શીખીએ છીએ. આપણે શુભદર્શી થતા ચાલીએ છીએ અને આપણને સર્વત્ર શુભજ જણાય છે. ખરૂં કહેતાં તો આવી ભાવનાની કિંમત સ્થૂલ શબ્દોમાં યથાર્થ વર્ણવી શકાય તેમજ નથી.

એ માર્ગે ચાલતાં ધીમે ધીમે આ વાતનું પણ આપણને અનુભવસિદ્ધ જ્ઞાન થશે કે, **આપણો સ્વાર્થજ સર્વ અપરાધ-સર્વ પાપનું મૂળ છે; અને સર્વ સ્વાર્થનું મૂળ અજ્ઞાન છે.** આ અનુભવ થતાં બીજાનાં કાર્યો અને પદાર્થો તરફ આપણે ઉદાર-

ભાવથી જોતાં શીખીશું. કેવળ અજ્ઞાની મનુષ્યજ બીજાના ભોગે પોતાનો સ્વાર્થ સાધવા ઇચ્છે છે. જ્ઞાની તો સમજે છે કે, પરમાત્માના વિરાટ્ શરીરરૂપી જગતના આપણે દરેક જણ ભિન્નભિન્ન અંશ અથવા પરમાણુરૂપે હોવાથી બીજા અંશ અથવા પરમાણુઓનું અહિત કરીને આપણું હિત સાધવું, એ કેવળ હાનિકારકજ છે. '**સર્વના હિતમાંજ આપણું ખરૂં હિત સમાયેલું છે**' એ સિદ્ધાંત જ્ઞાની પુરુષ સર્વથા સ્વીકારે છે અને વ્યવહારમાં મૂકે છે.

આપણે વિચારી ગયા તેમ મનુષ્યના સર્વ અપરાધો, દોષો અને પાપોનું મૂળ સ્વાર્થજ છે અને સર્વ સ્વાર્થોનું મૂળ અજ્ઞાન છે. તે ઉપરથી આ સિદ્ધાંત પણ ફલિભૂત થાય છે કે, **મનુષ્યમાં પોતામાં કાંઈ દુર્ગુણ રહેલો નથી, પણ 'અજ્ઞાન'જ સર્વ દુર્ગુણોની ખાણ છે; માટે આપણા પરિચયમાં આવે તે તે મનુષ્યોમાં રહેલા સદ્ગુણોજ જોતા રહી તે ગુણોનેજ પ્રોત્સાહન આપવું એજ આપણો ધર્મ છે.** જો આપણો અંતરાત્મા સામી વ્યક્તિના અંતરાત્મા સાથે આવી રીતે બોલશે, તો તેનો અંતરાત્મા પણ તેવોજ પ્રત્યુત્તર આપશે અને એમ એકબીજાના સદ્ગુણો ખીલવા લાગશે. **જો આપણે આપણામાંના આસુરી ગુણોથી સામાને બોલાવીશું તો તેનામાંથી પણ આસુરી ગુણોજ બોલવા લાગશે** અને તેનું પરિણામ તેનામાં તેમજ આપણામાં અવગુણોજ પ્રકટાવવામાં અને ખીલવવામાં આવશે.

"અમુક મનુષ્યમાં તો કાંઇ માલ નથી" એમ બોલતાં ઘણાને આપણે સાંભળીએ છીએ, પરંતુ આવું કહેનાર પૂરો જ્ઞાની નથી. તમે દીર્ઘદૃષ્ટિથી ઉંડા **ઉતરીને જોશો તો દરેક મનુષ્યમાં પ્રભુને જોઈ શકશો. અલબત્ત, પ્રભુને જોવાને માટે તમારે પણ પ્રભુસરખા** (વધારે સદ્ગુણી ને સદાચારી) **બનવું પડશે.** મહાત્માઓ દરેક મનુષ્યમાં રહેલા શ્રેષ્ઠ તત્ત્વનેજ ઉદ્દેશીને બોધ આપતા આવ્યા છે. કેમકે તેમણે પોતે સાક્ષાત્કાર કરેલો હોવાથી દરેક વ્યક્તિમાં રહેલા પ્રભુને તેઓ જોઇ શકે છે. પાપી અને ચાંડાળ મનુષ્યોમાં ભળવામાં અને તેમને બોધ તથા સહાય આપવામાં એજ કારણથી તેમને સંકોચ નથી લાગતો. પછી બીજાઓ તેમના તે કાર્યને વખોડે તો પણ શું ? અનેક ધર્મસ્થાપકોએ પોતાના સત્કાર્યમાટે તે કાળના સ્વાર્થી મનુષ્યો તરફથી

અથવા સામાન્ય જનસમાજ તરફથી નિંદા, તિરસ્કાર વગેરે અનેક પ્રકારનાં કષ્ટ સહન કરેલાં છે. કારણ કે બિચારા મિથ્યાભિમાનમાં, સ્વાર્થમાં અને અજ્ઞાનમાં ડૂબેલા મનુષ્યો, કનિષ્ઠ માણસોમાં તો પરમાત્મતત્ત્વને ક્યાંથીજ જોઇ શકે ?

'અમુક મનુષ્ય ભૂલ અથવા તો પાપ કરે છે' એવો વિચાર કરીને આપણેજ તેને ભૂલ કે પાપનું સૂચન કરીએ છીએ. જો તે નાજુક પ્રકૃતિનો હોય અથવા તેનામાં વ્યક્તિત્વ બરાબર ન ખીલ્યું હોય તો આવા વિચારોની તેનાઉપર ખરાબજ અસર થતી હોવાથી તે બદલ આપણે પોતે પણ પાપનાજ ભાગી બનીએ છીએ. એજ પ્રમાણે જો આપણે 'અમુક મનુષ્ય સારો છે, ભલો છે, સત્યવાદી છે' એવી ભાવના રાખીએ તો સારાપણાનું, ભલમનસાઇનું અને સત્યવાદીપણાનું તેના મનને સૂચન થશે અને તેના ચારિત્ર્યપર તેની ઘણીજ લાભદાયક અસર થશે અને તે બદલ આપણે પણ પુણ્યભાગી થઇશું; એટલુંજ નહિ પણ આ પ્રમાણે આપણે જે જે મનુષ્યના સંબંધમાં પ્રેમ અને સદ્‌ભાવ દર્શાવીએ છીએ અને તેમનામાં રહેલા પ્રેમને અને સદ્‌ગુણોને પ્રોત્સાહન આપીએ છીએ, તેમના હૃદયમાં આપણાપ્રત્યે પણ તેવોજ પ્રેમ પ્રકટ થાય છે. જો **આખું જગત તમને ચહાય એમ ઈચ્છતા હો તો તમે પણ આખા જગતને ચહાવા લાગો** અને પુનઃ પણ કહેવાનું કે, વિચારબળને લગતા આ સિદ્ધાંતો સદાકાળ યાદ રાખજો કે, બીજાપ્રત્યે જેટલા પ્રમાણમાં આપણે પ્રેમ દર્શાવીશું, તેટલા પ્રમાણમાં બીજા પણ આપણાપ્રતિ પ્રેમ દર્શાવશેજ. કેમકે **વિચારો પણ શક્તિઓજ** છે અને દરેક શકિત પોતાનાજ જેવી બીજી શકિતઓ ઉત્પન્ન કરે છે; તથા દરેક વિચારને અનુકૂળ બીજા વિચારો વિચારપ્રદેશમાંથી સ્વાભાવિક રીતેજ ખેંચાઈ આવે છે.

**તમારા છુપામાં છુપા વિચારોને પણ પવિત્ર રાખો;** કારણકે તેઓમાં પણ અદ્દભુત સામર્થ્ય રહેલું છે. તમારા મુખમાંથી નીકળતા શબ્દોમાં તે વિચારોનો ભાવ જણાઇ આવે છે અને તમારા ભવિષ્યના નિયંતા પણ તે ગુપ્ત વિચારોજ હોય છે.

મારો એક મિત્ર છે, તે પોતાના મનની વૃત્તિ સર્વદા પ્રેમમયજ રાખે છે. તે નિરંતર સર્વપ્રતિ પ્રેમનાજ વિચારો ફેલાવે છે. 'વિચાર પોતાની અસર કર્યાવિના રહેતોજ નથી' એ અબાધ્ય નિયમને અનુસરીને તેના વિચારો જે પણ મનુષ્યના સંબંધમાં આવે છે,

તેને માટે આશીર્વાદરૂપ નિવડે છે, તેમજ તે આખા જગતને પણ અસર કરે છે. વળી આ બાબતનું બીજું એ પણ પરિણામ આવે છે કે, મારા તે મિત્ર તરફ સર્વ દિશાએથી પ્રેમના વિચારો જુદે જુદે રૂપે આવ્યાજ કરે છે.

પશુઓને પણ આવા વિચારોની અસર થાય છે. કેટલાંક પશુઓનાં શરીર એવાં નાજુક હોય છે કે, મનુષ્યો કરતાં પણ તેમનાપર આપણા વિચારો, ભાવનાઓ અને માનસિક સ્થિતિની અસર વધારે ઝડપથી થાય છે. માટે જ્યારે પણ આપણે કોઈ પશુને જોઈએ, ત્યારે તેનાપ્રત્યે પણ આપણે પ્રેમના વિચાર કરતા રહેવું જોઇએ. આપણે તે **વિચારને શબ્દોથી દર્શાવીએ કે મનમાં રાખીએ, છતાં તેની અસર તો સામાપર થવાનીજ.** પશુ ઉપર કેવી ઝડપથી તેની અસર થાય છે અને તે કેટલી ત્વરાથી આપણા પ્રેમ અને દિલસોજીનો ઉત્તર આપે છે, એ જોવું એ ખરેખર આનંદદાયક છે.

દરેક સ્થળે આપણને પ્રભુજ દેખાય એવા જગતમાં વસવું અને વિચરવું એ કેટલું બધું આનંદદાયક હોઇ શકે ? અને એવી લાયકાત આવવી એ કેટલો બધો ભાગ્યોદય સમજવો ? આપણે એવાજ જગતમાં રહી શકીએ અને જગત આપણે માટે તેવુંજ બની રહે, એ વાત આપણા પોતાનાજ હાથમાં છે. જેટલા પ્રમાણમાં આપણું જીવન શુદ્ધ ને ઉદાર થશે, તેટલા પ્રમાણમાં આપણે દરેક વ્યક્તિમાં પ્રભુને જોતાં શીખીશું; અને જેમ જેમ દરેક વ્યકિતમાં પ્રભુને નિહાળીશું, તેમ તેમ જગત પણ આપણે માટે ઉપર જણાવ્યા જેવું બનતું જશે તથા આપણને પ્રભુમય જગતમાં વસેલા અનુભવીશું.

જેમ જેમ આપણે બીજાઓમાં પ્રભુને જોતાં શીખીએ છીએ, તેમ તેમ તેઓમાં રહેલા પ્રભુને તેનામાં પ્રકટ થવામાં આપણે મદદ કરીએ છીએ. કેવો ઉચ્ચ અધિકાર ! કેવું દાતાપણું ! કેવું અહોભાગ્ય ! એ અધિકાર જે કોઇ મેળવવા ઇચ્છે, તે પ્રત્યેકને મળી શકે તેમ છે. **જો તમારે એ અધિકાર જોઇતોજ હોય તો બીજાઓ સંબંધી ખરાબ અભિપ્રાય બાંધવાનું કે મત આપવાનું છોડી દો; અને દરેક ક્ષણે બદલાતી જતી, ઉન્નતિ પામતી અને ભૂલો કરતી તેની ઉપાધિ તરફ (મન, બુદ્ધિ, શરીર ઇ૦ તરફ) દૃષ્ટિ રાખવાને બદલે તે**

**ઉપાધિમાં રહેલા, નિર્વિકાર શાશ્વત અને અખૂટ ચૈતન્ય-રૂપ અને આનંદમય પ્રભુ તરફજ જોતાં શીખો.** કે જેથી કરીને તમારામાં પણ તેનું ભવ્ય સ્વરૂપ પ્રકટ થાય.

ઉપલા વિચારો પૂરેપૂરા સમજી લઇને એવી યોગ્યતા માટે બનતો પ્રયત્ન કરીએ તો તેને પરિણામે આપણું હૃદય પણ પ્રેમથી એવું ઉભરાય છે, કે જેથી આપણા સંબંધમાં આવનારા હરેક મનુષ્ય ઉપર પ્રોત્સાહન અને જીવન આપનારા તે પ્રેમની અલૌકિક અસર થાયજ થાય. આ પ્રમાણે થવાથી આપણા પરિચયમાં આવનારાઓ આપણા તરફ પણ પ્રેમનાજ વિચારો મોકલે છે અને સર્વ બાજુએથી આપણા તરફ પ્રેમજ વહ્યા કરે છે. **મનુષ્યમાં જેટલા પ્રમાણમાં પ્રેમ હોય, તેટલા પ્રમાણમાં તેણે ઈશ્વરને મેળવ્યો છે અથવા તેટલા પ્રમાણમાં તે પ્રભુમય બન્યો છે, એમ સમજવું;** કારણ કે પ્રભુ પોતે અપાર પ્રેમમય છે.

એક રીતે વિચારીએ તો પ્રેમ એજ સર્વસ્વ છે. માનવજીવન-ની ચાવીજ પ્રેમ છે અને તેનામાંજ આખી દુનિયાને હલા-વવાનું સામર્થ્ય રહેલું છે. માટે સર્વ તરફ તમે પ્રેમનાજ વિચારો રાખો અને સર્વ તરફથી પણ તેવાજ વિચારો પ્રાપ્ત કરો; એ કેટલું બધું લાભદાયક છે! જો આમ ન કરતાં તમે દ્વેષ અને ઈર્ષ્યા-નાજ વિચાર કરશો, તો પછી બીજા મનુષ્યો પણ તમારાપ્રત્યે તેવાજ વિચારો કરશે.

તમારા હૃદયમાં ઉત્પન્ન થતો દરેક વિચાર એક બળરૂપે બહાર જાય છે અને બહારથી તે પોતાના જેવા વિચારોને સાથે લઇને પાછો આવે છે. આ નિયમ અચળ છે. તમારા મનમાં ઉત્પન્ન થતા પ્રત્યેક વિચારની, પ્રથમ તો તમારા પોતાના-જ શરીરપર અસર થાય છે. પ્રેમ અને તેના જેવી બીજી શુભ લાગણીઓ, એ મનુષ્યની સ્વાભાવિક અને ઇશ્વરી નિયમને અનુ-સરતી લાગણીઓ હોવાથી તે તમારા શરીરને આરોગ્ય અને જીવન બંને આપે છે; તમારા વદનને સુંદર બનાવે છે; તમારા અવાજને બળવાન બનાવે છે અને તમને બીજી પણ દરેક રીતે વધારે ને વધારે આકર્ષક બનાવે છે. આ પ્રમાણે જેટલા પ્રમાણમાં આપણે સર્વ તરફ પ્રેમના વિચારો રાખીએ તેટલા પ્રમાણમાં સર્વ તરફથી પણ આપણા તરફ પ્રેમના વિચારો આકર્ષાઇ આવીને

તે આપણા મન ઉપર તથા શરીર ઉપર પણ અસર કરતા હોવાથી બહારથી પણ આપણા બળમાં વધારો થયા કરે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે દરેક પળે **તમે તમારા વિચારોવડેજ તમારા મનને તથા શરીરને રચતા હોવાથી તમે કેવા વિચારો કરો છો, તે તરફ અવશ્ય લક્ષ્ય રાખો.**

દ્વેષ અને બીજી અશુભ લાગણીઓ દરેક માણસ માટે અસ્વાભાવિક—અકુદરતી હોવાથી વિશ્વવ્યવસ્થાથી પણ તે પ્રતિકૂળ છે. પ્રેમ એ જેમ ઈશ્વરી નિયમનું અનુસરણ છે, તેમ પ્રેમની વિરુદ્ધની લાગણીઓ એ ઇશ્વરી નિયમની વિરોધી છે; અને જ્યાં ઇશ્વરી નિયમનો વિરોધ અથવા ભંગ થયો, ત્યાં તેના પરિણામરૂપે દુઃખ અને વ્યાધિ એક યા બીજા રૂપમાં આવ્યાવિના રહેવાનાંજ નહિ. આ નિયમમાંથી કોઇ પણ છટકી શકે તેમ નથી. જો તમે ક્રોધ, દ્વેષ, અશુભચિંતન, તિરસ્કાર અથવા નિંદાના વિચારો કર્યા કરો, તો તમારા શરીરના બંધારણ ઉપર તેથી ઝેરી અને નાશકારકજ અસર થવાની. એ અશુભ વિચારો તમારા શરીરના બાંધાને અંદરથી તોડવા માંડીને અમુક પ્રકારના રોગોને ઉત્પન્ન કરે છે. તમારા અશુભ વિચાર આ પ્રમાણે તમારાજ હક્કમાં વિનાંશક નીવડવા ઉપરાંત તેને લીધે બીજાઓ તરફથી પણ એવાજ પ્રકારના વિચારો તમારા તરફ આકર્ષાઈ આવતા હોવાથી તે પણ તમારા શરીરના બંધારણને વધારે નુકસાન કરવા લાગે છે.

**"જે તરવાર ઝાલે છે તે તરવારથીજ મરે છે"** અથવા **'ખોદે તે પડે'** આ કહેવતમાં ગંભીર સત્ય રહેલું છે. વિચારશક્તિમાં રહેલા સૂક્ષ્મ—પણ અસાધારણ સામર્થ્યનો જેને ખ્યાલ હશે, તેણે સ્વીકારવુંજ પડશે કે, જ્યારે આપણે બીજા મનુષ્યસંબંધી દ્વેષનો વિચાર કરીએ છીએ, ત્યારે તે અશુભ વિચારરૂપી રાક્ષસો તે માણસ તરફ જાય છે અને તેના મનમાં પણ સામા તેવાજ દ્વેષના વિચારો ઉપજાવીને તે મૂળ મનુષ્યનીજ તરફ પાછા ખેંચાઇ આવે છે. માત્ર દ્વેષનાજ નહિ, પરંતુ સ્વાર્થ, લોભ, ક્રોધ, મદ, ઇત્યાદિ દરેક અશુભ વિચારની એવીજ અસર થાય છે. માટે એવી હલકી લાગણીઓને હૃદયમાં સ્થાન આપવાથી જેનાપ્રત્યે તે રાખવામાં આવી હોય અથવા દર્શાવવામાં આવી હોય, તેના કરતાં તે રાખનાર અથવા દર્શાવનારને પોતાનેજ તે વધારે હાનિ પહોંચાડે છે.

ઉપર પ્રમાણે પ્રેમ એ પ્રેમનો જનક છે અને દ્વેષ એ દ્વેષનો જનક છે. પ્રેમ અને શુભ ભાવના શરીરને પ્રોત્સાહન અને જીવન આપે છે, ત્યારે દ્વેષ અને અશુભ ભાવનાથી શરીર અંદરથી ઘસાવા લાગે છે અને શિથિલ થતું જાય છે.

જગતમાં અનેક પ્રેમાળ માણસો, વીર આત્માઓ અને પવિત્ર તથા સત્યવાદી સ્ત્રી–પુરુષો હયાત હોવાથી જગતને તમારી ઉચ્ચ-માં ઉચ્ચ ભાવનાઓ આપો, એટલે એ શ્રેષ્ઠ આત્માઓની ઉત્તમ ભાવનાઓ તમારા તરફ પણ જરૂર આકર્ષાશેજ.

**પ્રેમ આપો અને તમને પ્રેમ મળશે; બળ આપો અને તમને બળ આવી મળશે; વિશ્વાસ રાખો એટલે બીજાઓ પણ તમારાપર વિશ્વાસ રાખશે.**

દ્વેષનો બદલો પ્રેમરૂપે આપવાથી તમે તમારી જાતને વિશેષ ઉન્નત બનાવો છો, એટલુંજ નહિ પણ તમારા તરફ દ્વેષ રાખ-નારને મિત્ર બનાવી લઇને લૌકિક હિત પણ સાધી શકો છો.

એક ઇરાની મહાત્માએ કહ્યું છે કે "**ચીડીઆપણાનો જવાબ નમ્રતાથી આપો અને આડાઇનો જવાબ માયાળુ-પણાથી આપો.** પ્રેમાળ હાથ એક વાળ પકડીને પણ હાથીને દોરી શકે છે; માટે **તારા શત્રુને પણ નમ્રતાથી પ્રત્યુત્તર આપ. શાંતિનું ઉલ્લંઘન એજ પાપ છે.**" એક બુદ્ધધર્મી કહે છે કે " જો કોઇ મનુષ્ય અજ્ઞાનથી પણ મને નુકસાન કરશે તો તેના બદલામાં તેને મારો પ્રેમ આપીશ; અને **તે મને વધારે નુકસાન કરશે, તેમ હું તેનું વધારે ભલું કરીશ.**" ચીનનો એક ડાહ્યો પુરુષ બોધ આપે છે કે " જ્ઞાની પુરુષ અપકારનો બદલો ઉપકારથી વાળે છે." હિંદુધર્મ પણ એજ જણાવે છે કે " અશુભનો બદલો શુભવડે આપો. દ્વેષને પ્રેમથી જીતો. **દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પણ પ્રેમથીજ થાય છે.**"

ખરો જ્ઞાની કોઇને પણ પોતાનો શત્રુ ગણશે નહિ. આપણે કોઇ વાર એવું પણ સાંભળીએ છીએ કે " હરકત નહિ, એની સાથે પણ હું નિભાવી લઇશ." હવે આ નિભાવી લેવાના બે પ્રકાર છે. એક તો સહન કરી લેવું અને બીજો પ્રકાર એ કે શઠની સાથે શઠ થવું. પરંતુ પાછલા પ્રકારે વર્તવાથી તો તમે પોતે પણ તેના જેવી હલકીજ સ્થિતિમાં તમારી જાતને ઉતારી પાડો છો અને તેથી તમો બંનેને ઘણું નુકસાન થાય છે.

આપણે કેટલીક વાર કોઇને આમ બોલતાં સાંભળીએ છીએ કે "મેં અમુક વ્યક્તિ તરફ કદાપિ દ્વેષનો વિચાર કર્યો નથી અથવા એવી લાગણી ધરાવતો નથી અને તેને મેં મારો શત્રુ થવાનું પણ કારણ આપ્યું નથી; છતાં પણ તે મારા તરફ દ્વેષ રાખે છે તેનું કારણ શું ?" કારણ એ કે હાલનું નહિ તો પૂર્વ કાળનું અથવા પૂર્વ જન્મનું પણ કાંઇને કાંઇ કારણ હોય તોજ એવું બને. જો હાલની કે પૂર્વની પણ તમારી પ્રતિકૂળ ભાવના કે વર્તણુક તેના તરફ ન થઇ હોય તો તમારા તરફ તેવું બની શકેજ નહિ. હકીકત આ પ્રમાણે હોવાથી પ્રથમ તો તમારામાં દ્વેષની ભાવના નથી એનીજ પાકી ખાત્રી કરો અને તે છતાં, તથા કોઇપણ પ્રકારનું બાહ્ય કારણ ન અપાયા છતાં પણ જો કોઇ તમારા તરફ દ્વેષ રાખે, તો તેના ઇલાજતરીકે પ્રારંભથી તે અંતસુધી તમે તેના તરફ પ્રેમ અને શુભેચ્છાનાજ વિચારો મોકલ્યા કરો. આમ કરવાથી તમે જરૂર તેના દ્વેષને નિર્બળ બનાવશો અને તેનામાં તમને હેરાન કરવાની શક્તિજ રહેશે નહિ. કેમકે **પ્રેમ એ દ્વેષ કરતાં વધારે બળવાન છે** અને તેથી દ્વેષનો જય પ્રેમવડે થવોજ જોઇએ.

પણ જો ઉપર પ્રમાણે ન કરતાં તમે દ્વેષના બદલામાં દ્વેષજ દર્શાવો, તોપછી તમે પોતેજ તેના દ્વેષને વિશેષ બળ આપો છો, યાને સળગેલા અગ્નિમાં લાકડાં નાખીને તે અગ્નિને વધારો છો. આ રીતે તમે અશુભ શક્તિઓને જે બળ આપો છો, તેથી તમારા પોતાનાજ હક્કમાં સર્વ રીતે ગેરફાયદો છે. માટે તેમ ન કરતાં ઉપર જણાવ્યા પ્રમાણે દ્વેષના બદલામાં તમે પ્રેમજ મોકલો, જેથી સામાનો દ્વેષ તમારી પાસેજ આવી શકશે નહિ અને તમે તમારા શત્રુને મિત્રના રૂપમાં ફેરવવાને તથા તમારા પોતાના પણ અવગુણો અને મન ઉપર કાબુ વધારતાં શીખશો. તમારા શત્રુને જે સમયે જે પ્રકારની સેવા અથવા સહાયની ખાસ જરૂર હશે, તે પણ તમે કરી શકશો અને આગળ જતાં એની માફક ગોથાં ખાતા અને ચિંતાના વમળમાં ઘસડાતા બીજા પણ અનેક માનવબંધુઓનો ઉદ્ધાર કરી શકશો.

આપણે ધારીએ છીએ તે કરતાં પણ વધારે મોટી અગવડો અને હાડમારીઓ ઘણાખરા લોકો અનુભવતા હોય છે. માટે તેમના વડા અને વધારે સમજુ બંધુતરીકે તેમના પ્રત્યે વધારે

દયા, વધારે દિલસોજી અને વધારે નમ્રતા બતાવવાની આપણી અનિવાર્ય અને પવિત્ર ફરજ છે. હકીકત આ પ્રમાણે હોવાથી તમે જો સમજુ માણસ હો, તો તો તમારે બીજાઓપ્રતિ તિરસ્કાર કે દ્વેષ બતાવવાને બદલે જેમ બને તેમ વધારે સહાનુભૂતિ અને પ્રેમજ દર્શાવવો જોઇએ.

**બીજાને ઉન્નત બનાવવામાં તમારી પોતાની પણ ઉન્નતિ સ્વાભાવિક રીતે થયાજ કરે છે. બીજાનું ભલું કરવામાં તમે તમારા હુંપણાને અને લૌકિક હિતને જેટલું ભૂલી જાઓ છો, તેટલુંજ તેનું પરિણામ પણ વધારે આવે છે.**

**તમારા તરફ બીજો જેવી ખરાબ રીતે વર્તે છે, એવીજ રીતે જો તમે તેની સાથે વર્તવા તૈયાર હો તો તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે, બીજા મનુષ્યો તમારા તરફ દ્વેષ રાખે અથવા તમને હેરાન કરે એવાં તત્ત્વો તમારામાં રહેલાં છે** અને તેથી તમે તમારી હાલનીજ સ્થિતિને લાયક છો અને તેથી તેને માટે તમારે બરબડવું જોઇએ નહિ. જો તમારામાં ખરૂં જ્ઞાન હોય તો તમે બરબડો પણ નહિ.

"આપણે એકબીજાને સહાય અને આશ્વાસન આપીશું. કારણ કે માર્ગ ઘણે સ્થળે વિકટ છે; પગ ઘણી વાર થાકેલા હોય છે અને હૃદય પણ ઘણે ઠેકાણે નિરાશ બનેલાં હોય છે. વળી જ્યારે કોઈ દરકાર કરનાર ન હોય ત્યારે બોજો ઉઠાવવો એ બહુજ મુશ્કેલ લાગે છે."

બંધુઓ! એકબીજાનો હાથ ઝાલો. પ્રેમની મધુરતાથી અને દિલસોજીભરી આંખોથી એકબીજાને નિહાળો. જીવનનો ખાસ ખોરાક જે પ્રેમ, તેના વિના અનેક લોકો ભૂખે મરી જાય છે; તેવા વખતમાં તમારા હૃદયનો પ્રેમ કેવળ તમારા હૃદયમાંજ રાખી મૂકતા નહિ. **વળી નમ્ર વાણી પણ સાક્ષાત્ સ્વર્ગમાંથી ઝરતો દિવ્ય રસ છે.**

**દયાવિનાનું જીવન એ ખરૂં જીવન નથી, પરંતુ જીવતું મરણ છે;** માટે સર્વ બાજુએ દયા–પ્રેમનો પ્રવાહ તમારા હૃદયમાંથી વહેવા દો. એથી તમને અલૌકિક આનંદ અને શાંતિ પ્રાપ્ત થશે; **કારણ કે ઇશ્વર એ પ્રેમ છે અને પ્રેમ એ ઈશ્વર છે.**

"સર્વ પાપો, દોષો અને અયોગ્ય વર્તનો, એ સર્વ **અજ્ઞાનમાં-**

થીજ ઉદ્દ્ભવે છે" આ નિયમ યથાર્થ સમજાયા પછી કોઇનામાં પણ દોષ, પાપ કે અયોગ્ય વર્તન આપણી નજરે પડતાં આપણુને તેમ કરનાર વ્યકિત તરફ દયા અને દિલસોજી સિવાય કોઇ પણ લાગણી ઉપજવી જોઇએ નહિ. **દયાએ પછી પ્રેમનું રૂપ લેવું જોઇએ અને પ્રેમે પ્રકટ સેવાનું રૂપ લેવું જોઈએ છે.** આપણો એ અજ્ઞાન અને નિર્બળ બંધુ ટટાર ઉભો રહેતાં શીખે અને પોતાની જાતનો સ્વામી બને, ત્યાંસુધી આપણે તેને બનતી સહાય આપવી જોઇએ. આપણો દિવ્ય માર્ગ આ પ્રકારનો છે. આમ છતાં પણ મનુષ્યનો ખરો વિકાસ તો તેના પોતાના ઉપરજ આધાર રાખે છે. કેમકે જેટલા પ્રમાણમાં મનુષ્યને પોતાના દિવ્ય સ્વભાવનું જ્ઞાન થતું ચાલે છે, તેટલાજ પ્રમાણમાં તે પોતાની જાતનો સ્વામી થઇ શકે છે.

આપણને આપણી દિવ્યતાનું ભાન થયું છે, એ વાત જ્યાંસુધી આપણા જીવનવ્યવહારમાં આપણે ન દર્શાવી શકીએ, ત્યાંસુધી સામા મનુષ્યમાં રહેલી દિવ્યતા પ્રકટ કરવામાં આપણે ખરી સહાય આપી શકતા નથી. ઉપદેશથી નહિ પણ જાતિવર્તનથી, માન્યતાથી નહિ પણ વર્તનથી અને 'અમુક પ્રકારે જીવન ગાળવું જોઇએ' એવું બોલવાથી નહિ પણ તે પ્રમાણે જીવન ગાળવાથીજ આપણને આપણી દિવ્યતાનું ભાન થશે અને ત્યારેજ આપણે બીજામાં દિવ્યતા પ્રકટાવવા શકિતમાન થઇશું. કેમકે મનુષ્ય એ અનુકરણ કરનારૂં પ્રાણી છે, બીજામાં રહેલી ઉચ્ચતા સાક્ષાત જોવાથીજ તેને પોતામાં ઉચ્ચતા પ્રકટાવવાનું મન થાય છે.

આપણે જેવું વાવીએ છીએ તેવુંજ લણીએ છીએ. વાવેલી વસ્તુ પોતાના જેવી બીજી અનેક વસ્તુઓને ઉત્પન્ન કરે છે. આપણે જેમ બીજાને મારીને ઈજા કરી શકીએ છીએ, તેમ વિરોધી વિચારોથી પણ નુકસાન કરી શકીએ છીએ. પરંતુ આ પ્રમાણે આપણે જ્યારે પણ બીજાને નુકસાન કરીએ છીએ, ત્યારે આપણે પોતાને પણ નુકસાન અવશ્ય કરીએ છીએ. સેંકડો મનુષ્યોના અશુભ વિચારો પોતાતરફ આવવાને લીધે ઘણા મનુષ્યો માંદા પડયા છે અને કેટલાક મરણ પણ પામ્યા છે.

દ્વેષથી જેમ જગતને આપણે નરકસમાન બનાવીએ છીએ, તેમ પ્રેમથી આપણે તેને સ્વર્ગસમાન પણ બનાવી શકીએ છીએ.

આપણે આગળ વાંચી ગયા કે ' પ્રેમવિનાનું જીવન એ

જીવન નથી, પણ જીવતું મરણ છે.' જે જીવન સર્વ તરફ પ્રેમ બતાવે છે, તેજ જીવન પૂર્ણ છે, ભરપૂર છે અને સૌંદર્ય તથા શક્તિમાં વૃદ્ધિ પામતું જાય છે. આવું ઉન્નત જીવન સર્વ કોઈને પોતાના વિશાળ પ્રેમના ક્ષેત્રમાં આકર્ષે છે અને દિનપ્રતિદિન તેનો વિસ્તાર અને કાર્યપ્રદેશ વધતાં જાય છે. એક મનુષ્ય જેટલા વિસ્તારમાં પ્રેમ અને મૈત્રી દર્શાવી શકે છે, તેટલા પ્રમાણમાં તે મહાન ગણાય છે; અને જેટલા પ્રમાણમાં મનુષ્ય સંકુચિત, અભિમાની અને અતડો રહે છે, તેટલા પ્રમાણમાં તેની લઘુતા પ્રકટ થાય છે. એકાદ મૂર્ખ મનુષ્ય સર્વથી દૂર ભાગીને એકલો રહી શકે એ સહેલું છે, પરંતુ પોતાના પ્રેમને સર્વગત બનાવવો અને સર્વને પોતાના બનાવવા, એમાં મનની વિશેષ ઉદારતા અને બળ જોઈએ છીએ.

જેઓ પંડનોજ વિચાર કરનારા અને પોતાનોજ લાભ તપાસનારા છે; તેઓ અતડા સ્વભાવના હોય છે. અને ઉદાર સ્વભાવના નિઃસ્વાર્થી મનુષ્યો હેતાળ સ્વભાવના હોય છે. સંકુચિત સ્વભાવના પુરુષો સર્વદા સ્વાર્થ માટેજ ઉત્સુક જણાય છે,ત્યારે ઉદાર સ્વભાવના મનુષ્યો પરોપકાર કરવામાંજ આનંદ માને છે. સંકુચિત વૃત્તિવાળો માન મેળવવા સારૂ અહીં-તહીં રખડયા કરે છે, ત્યારે ઉદાર વૃત્તિવાળો એકાંતમાં રહેવા છતાં પણ આખા જગતને પોતા તરફ આકર્ષે છે. સ્વાર્થી મનુષ્ય પોતાની જાતનેજ ચહાય છે, ત્યારે ઉદાર મનુષ્ય આખા જગતને ચહાય છે અને આખા વિશ્વપ્રત્યેના પ્રેમમાં તેની પોતાની જાત પણ આવી જાય છે.

મનુષ્યમાં જેમ પ્રેમ વધારે તેમ તે ઇશ્વરની સમીપ વધારે આવતો જાય છે. કારણ કે ઈશ્વર એ અનંત પ્રેમનું સ્વરૂપ છે. જેમ જેમ તે દિવ્ય ચૈતન્ય સાથેના આપણા ઐક્યનો આપણને અનુભવ થતો ચાલે છે, તેમ તેમ તે પ્રેમ આપણા હૃદયને, અંતઃકરણને અને શરીરને એટલાં બધાં ભરી નાખે છે, કે જેથી તે પ્રેમ આપણામાંથી બહાર ઉભરાવા-ફેલાવા લાગે છે અને આખા જગતના જીવનને વધારે ફળદ્રૂપ તથા વધારે આનંદી બનાવે છે.

આપણને પરમાત્મતત્ત્વ સાથેના આપણા ઐક્યનો જેમ જેમ વિશેષ ખ્યાલ આવતો ચાલે છે, તેમ તેમ માનવબંધુઓ સાથે આપણો સંબંધ કેવો રહેવો જોઈએ, તેનો પણ ખ્યાલ આવતો ચાલે છે; અને બીજાની સેવામાં પોતાનું જીવન વાપરવામાંજ આ-

પણુને આપણુા ખરા જીવનનો અનુભવ થાય છે, એ મહાન નિયમ-નું આપણુને વધુને વધુ ભાન થતું ચાલે છે. વળી એની સાથે આપ-ણુને એમ પણુ સમજાતું ચાલે છે કે, આપણે બીજાને માટે જે શુભ કાર્ય કરીએ છીએ, **તેની સાથે આપણું પોતાનું પણુ ભલું થતુંજ ચાલે છે.** એની સાથે એ પણુ સમજાતું ચાલે છે કે, **બીજાને નુકસાન કરવામાં આપણે પોતાની જાતને પણુ અવશ્ય નુકસાન કરીએ છીએ.** વળી આ વાત પણુ અનુભવા-તી ચાલે છે કે, જે મનુષ્ય સ્વાર્થી જીવન ગાળે છે, તે તો સાવ સૂકું–નિરસ જીવન ગાળે છે અને વિશાળ જીવનનો તેને ખ્યાલજ હોતો નથી. બીજી તરફ જે મનુષ્ય બીજાની સેવામાં પોતાની જાતને ભૂલી જાય છે, તેનું જીવન બહુજ વિશાળ તથા ભવ્ય બનતું જાય છે અને તેથી કોઈ પણુ વ્યક્તિને થતા આનંદ, સુખ કે ઉચ્ચ અનુભવનો તેને પણુ લાભ મળ્યા કરે છે. કારણુ કે તેનું જીવન હવે સમગ્ર જીવનના એક ભાગરૂપ બનેલું હોય છે.

ખરી સેવાના સંબંધમાં બીજા પણુ એક–બે બોલ અત્રે જરૂર-ના છે. એક દિવસે કોઇ મંદિરના દરવાજા આગળ એક લંગડો બેઠો બેઠો ભીખ માગતો હતો. બીજાઓની પેઠે માત્ર એકાદ દિવસ ચાલે એટલું નાણું આપીને બીજે દિવસે પાછો તે ને તે પરતંત્ર સ્થિતિમાં તેને રાખી મૂકવાને બદલે **પીટરે** તેને નીચેના શબ્દો કહીને તેની ખરી સેવા બજાવી કે "મારી પાસે રૂપું કે સોનું નથી; પણુ જે કાંઇ છે, તે તને આપું છું" એમ કહીને તેણે તેનું લંગડાપણું દૂર કર્યું. **પીટરે** આ પ્રકારની તેને મદદ કરીને તેને એવી સ્થિતિમાં મૂકયો કે જેથી તે પોતાની જાતને મદદ કરી શકે–સ્વતંત્ર રહી શકે. મનુષ્ય પોતાની જાતને મદદ કરતા થાય એ પ્રકારની તેને મદદ કરવી, એજ ઉત્તમમાં ઉત્તમ માનવસેવા છે; કેમકે પૈસા વગેરેની સીધી મદદ ઘણીવાર તેને ઉલટો નિર્બળ બ-નાવનારી થઇ પડે છે; માટે દરેક સંયોગો વિચારીનેજ વર્તવું ઘટે છે. મનુષ્યને પોતાની જાતને મદદ કરતો કરવો, તેને પોતાનાજ પગપર ઉભો રહેતો કરવો, એમાંજ તેનું ખરૂં હિત સમજવાનું છે.

**મનુષ્યને તેની પોતાની જાતનું જ્ઞાન મેળવવામાં સહાય આપવી અને તેમાં પણુ તેનાથી અજાણી રહેલી તેની પોતાની શક્તિઓની તેને માહિતી આપવી; એના જેવો માનવસેવાનો બીજો ઉત્તમ માર્ગ નથી.**

'પરમાત્મતત્ત્વ સાથે તેનું પોતાનું ઐક્ય છે' એ સત્યની ખાત્રી કરી આપવાથી તે પરમાત્મતત્ત્વ તરફ પોતાનાં હૃદયરૂપી દ્વાર ખુલ્લાં મૂકતાં શીખશે, કે જે રસ્તે ઈશ્વરી શક્તિઓ તેના તન–મનમાં પ્રવેશી શકે.

આપણા અનેક સામાજિક પ્રશ્નોનું હજીસુધી નિરાકરણ આવતું નથી, પણ જો આ મહાન સત્યોને લોકો વિશેષ વિશેષ જાણતા જાય અને અમલમાં મૂકતા જાય તો સહેલાઇથી એ સામાજિક પ્રશ્નોનો નિવેડો આવી શકે અને આ પૃથ્વી સ્વર્ગસમાન થઇ શકે.

# પ્રકરણ ૫ મું

## જ્ઞાન અને પ્રતિભા

પરમાત્મા અનુપમ સુખ અને જ્ઞાનના અખૂટ ભંડારરૂપ હોવાથી જેટલા પ્રમાણમાં આપણે તેની સાથેનું આપણું ઐક્ય ચિંતવીએ છીએ અને અનુભવીએ છીએ, તેટલા પ્રમાણમાં આપણા અંતઃકરણમાં પણ તે જ્ઞાન અને સુખનો પ્રવાહ વહેવા લાગે છે; અને આપણે વિશ્વના મૂળસ્વરૂપ તે પરમાત્મતત્ત્વ તરફ સત્વર જઇ શકીએ છીએ અને પરિણામે મનુષ્યજાતિના મોટા ભાગને જે પરમાત્મતત્ત્વ રહસ્યરૂપ લાગે છે, તેનો આપણે સાક્ષાત્કાર કરી શકીએ છીએ. એ અનુભવસિદ્ધ જ્ઞાન અને અલૌકિક પ્રતિભાની પ્રાપ્તિ કરવા માટે તે દિવ્ય પરમાત્મતત્ત્વમાં આપણી પૂર્ણ શ્રદ્ધા હોવી જોઇએ; અને માત્ર પુસ્તકો કે મનુષ્યોપરજ આધાર નહિ રાખતાં પોતાના અંતર તરફ વળવું જોઇએ; કે જ્યાં તે જ્ઞાનસ્વરૂપ પરમાત્મા વિશેષભાવે વિરાજમાન છે. આવા મનુષ્યને કાંઇ શંકા ઉપજે તો તે વિષે પણ તેણે તે અંતર્યામી પરમાત્માનેજ પૂછવું જોઇએ. કારણ કે પ્રભુ કહે છે કે 'તેઓ પૂછી રહે તે પહેલાંજ હું જવાબ આપીશ.'

આ પ્રમાણે જ્યારે જ્ઞાનના એ અનંત મૂળ તરફ આપણે વળીએ છીએ, ત્યારે આપણે અમુક વ્યક્તિ કે સંસ્થા કે પુસ્તકોના ગુલામ રહેતા નથી. અલબત્ત, એ બાહ્ય પદાર્થોદ્વારા આવતો સત્યનો પ્રકાશ ઝીલવાને આપણે આપણા કાન ઉઘાડા રાખવા ખરા, પરંતુ

એ સર્વને જ્ઞાનના મૂળરૂપે નહિ ગણતાં સાધનરૂપેજ ગણવાં જોઇએ. વસ્તુનું સ્થળ, મહત્તા અને મેળવવાનો વિધિ બાહ્ય સાધનોદ્વારા જાણી શકાશે; પણ મેળવવાની વસ્તુ તો ખુદ આપણા અંતરમાંજ રહેલી છે.

"સત્ય આપણા અંતરમાંજ રહેલું છે. બહારથી આવતું નથી. એકેએક પ્રાણી–પદાર્થમાં એક છુપું મધ્યબિંદુ રહેલું છે, જ્યાં સત્ય તેના પૂર્ણસ્વરૂપમાં વસે છે."

એક ગંભીર અને સત્ય શિક્ષણ એ છે કે **"તારી જાતપ્રત્યે તું સાચો રહેજે"** યાને 'તારા અંતઃકરણને કદી ઠગતો નહિ.' કારણ કે તે અંતઃકરણદ્વારાજ ઇશ્વરી અવાજ તને સંભળાઇ શકે તેમ છે. એ અંતઃકરણજ આપણને અને જગતમાંના પ્રત્યેક પ્રાણીને પ્રકાશ આપનારો આંતર–દીપક છે, આંતર–પ્રતિભા છે, આત્માનો પવિત્ર અવાજ છે અને પ્રભુનો પરમ હિતકર આદેશ છે. જો તું તે આદેશ અને અવાજપ્રત્યે અભિમુખ અને શ્રદ્ધાવાન રહીશ તો તે નિરંતર તને ઉપદેશ આપ્યા કરશે કે "સીધો માર્ગ આ રહ્યો આ પ્રમાણે ચાલ્યા કર."

દરેક ધર્મના ગ્રંથોમાં જણાવેલું છે કે, અમુક અમુક જિજ્ઞાસુ-ઓને અને પવિત્ર મનુષ્યોને કેટલોક અનુભવ મળ્યા પછીજ તેમના અંતરમાં એ 'ધીમો અને શાંત' આંતરનાદ સંભળાતો. આ અવાજ તેમના અંતકરણનો લાગે છે; પણ ખરૂં જોતાં અંતઃકરણ મારફતે પ્રભુજ તેમને એ ઉપદેશ આપતો હોય છે. જો આપણે પણ એ 'ધીમા અને શાંત' અવાજને અનુસરીને આપણું જીવન ગાળીશું, તો તે આપણને વધારે સ્પષ્ટતાથી સંભળાવા લાગશે; અને સાથે ચાલનારા બાહોશ ભોમિયાની પેઠે આપણને સીધે માર્ગે દોરવશે. આ પ્રમાણે બનવામાં મોટામાં મોટી અડચણ એજ હોય છે કે, આપણે તે અવાજને સાંભળતા નથી યા સાંભળવા માગતા નથી, અથવા સાંભળીએ છીએ તો તેને અનુસરતા નથી. આ પ્રમાણે આપણા પોતાનાજ ઘરમાં ફાટફૂટ છે. આપણે ઘડીકમાં આ બાજુ તો ઘડીકમાં બીજી બાજુ ખેંચાઇએ છીએ, તેથીજ કોઈ પણ બાબતમાં સફળ થઇ શકતા નથી; અને संशयात्मा विनश्यति ની પેઠે આપણી અવદશા થાય છે.

મારો એક મિત્ર આ આંતરિક અવાજને યથાર્થ સાંભળે છે; તરતજ તે અવાજના સૂચન પ્રમાણે વર્તે છે એ અવાજ પણ તેને

એવી રીતે દોરવે છે કે તેને હાથે યોગ્ય વખતે, યોગ્ય રીતે અને યોગ્યજ કામ થાય છે. અને કદાપિ તે સંશયદશામાં હોતો નથી.

પણ આ સ્થળે કોઇ શંકા કરે કે "અંતઃપ્રેરણા પ્રમાણે–અંતરના અવાજ પ્રમાણે ચાલવું, એ કોઇ વખતે નુકસાનકર્તા પણ ન નિવડે? ધારો કે, એ અંતરનો અવાજ આપણને કોઇનું નુકસાન કરવા સૂચવે તો?"

આ શંકાનો એજ ઉત્તર આપી શકાય કે, આવો ભય રાખવાનું કશુંજ કારણ નથી. કારણ કે અંતઃકરણદ્વારા બોલતો પ્રભુનો અવાજ–કોઇનું પણ નુકસાન કરવા તરફ અથવા તો સત્ય અને ન્યાયના ઉચ્ચ ધોરણ વિરુદ્ધ કોઇને દોરવતોજ નથી. છતાં જો કોઇ વાર તમને એવોજ વિચાર આવે, તો નક્કી સમજજો કે, તે અંતર્યામી પરમાત્માનો અવાજ નથી, પણ તમારા હલકા સ્વભાવ તરફનું સૂચન છે.

મનુષ્યને જ્યારે પોતાના વ્યક્તિત્વનું ખરૂં ભાન થાય છે, ત્યારેજ તેનામાં ખરૂં જ્ઞાન અને આંતર્પ્રેરણા જાગ્રત થાય છે; અને જ્યારે તેને અનંત ચૈતન્ય સાથેના પોતાના ઐક્યનું ભાન થાય છે, ત્યારેજ તેને આત્મચૈતન્યનું ભાન થાય છે; અને જે છુપાં રહસ્યો પ્રથમ નથી સમજાયાં હોતાં તે આવું ભાન થતાં ખુલ્લાં થઇ જાય છે. અંતરમાંથી શક્તિઓ પ્રકટ કરવાનો આજ માર્ગ છે, ખરેખરી કેળવણીનો આજ પ્રકાર છે.

અનંત ચૈતન્યસ્વરૂપ પરમાત્માનો અવાજ સાંભળવાને જો આપણે હૃદયનાં દ્વાર ખુલ્લાં રાખીશું તો જાણવાયોગ્ય સર્વ બાબતો આપણને સ્પષ્ટ થતી ચાલશે; અને આપણા પોતાના સ્વરૂપ ઉપરાંત વસ્તુમાત્રનું ખરૂં સ્વરૂપ આપણે પીછાણી શકીશું.

કુદરતમાં કાંઇ નવા તારાઓ, નવીન નિયમો કે નવીન શક્તિઓ ઉત્પન્ન થતી નથી; પરંતુ અનંત જ્ઞાનમય પરમાત્મા તરફ આપણા હૃદયનાં દ્વાર ખુલ્લાં રાખવાને લીધે પ્રથમ નહિ જણાયેલા તારાઓ, નિયમો અને શક્તિઓના અસ્તિત્વનું જ્ઞાનજ મેળવી શકીએ છીએ. એક રીતે આ પ્રમાણે મેળવેલું જ્ઞાન આપણે માટે નવું પણ કહી શકાય. કેમકે પરમાત્મતત્ત્વ સાથેનું તેમજ વસ્તુમાત્ર સાથેનું આપણું ઐક્ય પ્રથમથીજ હોવા છતાં આપણે માટે તો એ બાબતની માહિતી નવીજ હોય છે. આ પ્રકારનું યથાર્થ જ્ઞાન થયા પછી આપણને જગતની પળે પળે બદલાતી વસ્તુસ્થિતિઓપર

આધાર નહિ રાખવો પડતાં આત્માની ઉંડી ગુહામાં રહી શકીએ છીએ અને જરૂર જણાય ત્યારે તેનાં દ્વાર ઉઘાડીને બહાર પણ જોઇ શકીએ છીએ તથા બહારથી આપણી ઇચ્છા મુજબની વસ્તુઓ ગ્રહણ કરી શકીએ છીએ.

ઉપર જણાવેલા ઇશ્વરી જ્ઞાન અથવા અધ્યાત્મજ્ઞાનનું નામ 'પ્રજ્ઞા' પણ છે. એ પ્રજ્ઞા અંતઃસ્ફુરણદ્વારાજ પ્રકટ થાય છે. બહારની અનેક વસ્તુઓનું જ્ઞાન આપણને યાદશક્તિદ્વારા અથવા વાંચવા કે સાંભળવાથી પણ પ્રાપ્ત થઇ શકે; પરંતુ 'પ્રજ્ઞા' તો એના કરતાં ઘણીજ ઉંચી વસ્તુ છે અને તે બહારથી નહિ, પણ અંતરમાંથીજ સ્ફુરે છે.

જે કોઇ મનુષ્યને આ ઉંડા જ્ઞાનરૂપી–'પ્રજ્ઞા'ના પ્રદેશમાં દાખલ થવું હોય, તેણે પ્રથમ તો માનસિક અભિમાનથી મુક્ત થવું જોઇએ. તેણે એક નાના બાળકના જેવા સાચા–નિષ્કપટી અને સત્યગ્રાહી બનવું જોઇએ; કારણ કે અજ્ઞાનદશામાં બાંધી લીધેલા ભૂલ ભરેલા વિચારો એ માર્ગમાં વિઘ્નરૂપ થાય છે.

ધાર્મિક, સામાજિક, રાજકીય અને વિજ્ઞાનશાસ્ત્રસંબંધી મંડળો તરફ દૃષ્ટિ કરતાં જણાશે કે, તેમાંના ઘણા મનુષ્યો માનસિક અભિમાનને લીધે પોતાના અંગત વિચારોમાં અને આગળથી સ્વીકારી લીધેલી ભાવનાઓમાં એટલા બધા લુબ્ધ થઇ ગયા હોય છે કે તેમના હૃદયમાં સત્યનાં વિશાળ અને પ્રતિદિન પ્રકટ થતાં નવાં નવાં સ્વરૂપોને માટે સ્થાનજ હોતું નથી. આવા મનુષ્યો વિકાસક્રમમાં આગળ વધવાને બદલે સંકુચિત વિચારના બનીને તેની તેજ સ્થિતિમાં લાંબા કાળસુધી પડયા રહે છે અને સત્યને ગ્રહણ કરવાને અસમર્થ બને છે. આવા મનુષ્યો જગતના ઉન્નતિક્રમને સહાય આપવાને બદલે પથ્થરની પેઠે વિકાસક્રમમાં વિઘ્નરૂપ નીવડે છે. પરંતુ આવી સ્થિતિ લાંબો સમય ટકી શકતી નથી. વખત જતાં એવા મનુષ્યોનાં શરીરો પ્રબળ ઉન્નતિચક્રના અનિવાર્ય વેગથી ઘસાઇ–પીસાઇને બાજુ થઇ જાય છે અને ઇશ્વરી સત્યનો રથ દૃઢતાથી આગળ વધવા માંડે છે. જ્યારે વરાળયંત્રને ચલાવવાના પ્રયોગો કરવામાં આવતા હતા અને તે યંત્ર સંપૂર્ણ લોકોપયોગી બન્યું ન હતું, તે સમયે ઇંગ્લાંડના એક પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીએ એક ચોપાનિયું પ્રકટ કરીને એવું સિદ્ધ કરવા માગ્યું હતું કે, કદાચ વરાળયંત્રનો પ્રયોગ સિદ્ધ થાય તોપણ

તે દરિયાઇ વહાણોને તો કદી પણ ઉપયોગી થઇ શકશે નહિ. કારણ કે આવડો મોટો દરિયો ઓળંગવા જેટલી વરાળ પેદા કરવા સારૂ જોઇતા પુષ્કળ કોલસા વહાણમાં રાખી શકાવા અશક્ય છે. પરંતુ આશ્ચર્યકારક તો એ છે કે, જે આગબોટ ઇંગ્લાંડથી અમેરિકા પ્રથમ ગઇ, તેજ આગબોટમાં તે ચોપાનીઆની પ્રથમ આવૃત્તિ પણ હતી! કેવું આશ્ચર્ય! પરંતુ જાણી જોઇને સત્યની સામે પોતાનાં હૃદયદ્વાર બંધ કરનારા મનુષ્યો તો વળી એથીએ વધુ આશ્ચર્યકારક હોય છે.

'સત્ય' કાંઇ અમુક રૂઢ પ્રણાલિકાઓ અથવા લોકપ્રિય વિચારકો તરફથી આવતું નથી, તેમજ તે રૂઢ થયેલા વિચારો અને માન્યતાઓને બંધબેસતું આવે એવું પણ હોતું નથી. એટલુંજ નહિ પણ ઘણી વાર તો તે તેનાથી ઉલટુંજ હોય છે. આથી અહીં એક વસ્તુ યાદ કરવા જેવી છે કેઃ—

"તમારા અંતઃકરણરૂપી ગૃહમાં સુદિશા તરફની બધીજ બારીઓ ઉઘાડી રાખો, કે જેથી વિશ્વની સઘળી ભવ્યતાઓ તેમાં પ્રવેશી શકીને તેને સુંદર બનાવે. જેઓ માત્ર એકાદ મતપંથ જોગી નાનકડીજ બારી ખુલ્લી રાખે છે, તે તો દશે દિશાઓ તરફનાં–અસંખ્ય ઉમદા કિરણોથી અને સુખદાયક શાંત લહરિઓથી બે નશીબજ રહે છે. માટે વહેમના અને એકદેશીપણાના પડદાઓને ચીરી નાખો. સત્ય આવી શકે એટલી વિશાળ અને સ્વર્ગ જેટલી ઉંચી બારીઓ પણ તમારા અંતઃકરણને છેજ. માટે તેને પૂરેપૂરી ખોલી નાખીને તેનાદ્વારા તે દિવ્ય હવા અને પ્રકાશને છૂટથી આવવા દો, તારાઓનું અલૌકિક ગીત અને કુદરતનો મધુર અવાજ શ્રવણ કરવાને તમારા અંતઃકરણને કેળવો; એટલે પછી જેવી રીતે સૂર્યમુખી પુષ્પ સૂર્યસન્મુખજ વળે છે, તેમ તમારૂં હૃદય પણ સત્ય અને ભલાઈ તરફજ વળી જશે. અને શાંતિથી છવાયલાં બ્રહ્મગિરિનાં શિખરોએ પહોંચવામાં તમને મદદ કરવાને માટે હજારો અદૃશ્ય સત્વો પોતાના હાથ નીચા લંબાવશે, તેમજ કુદરતની સર્વ શક્તિઓ તમારા પ્રયત્ન અને બળને અધિક બલિષ્ઠ બનાવશે. માટે હે સજ્જન! તમે અર્ધસત્યોનો ત્યાગ કરી દઇ અખિલ સત્યનો સ્વીકાર કરવામાં જરા પણ ભય કે સંકોચ રાખો નહિ."

અભિમાન, અગાઉથી બાંધી રાખેલા વિચારો અથવા ખોટી માન્યતાઓ વગેરેમાંના કોઇ પણ કારણને લીધે જ્યારે મનુષ્ય

સત્યની સામે પોતાના હૃદયનાં દ્વાર બંધ કરે છે; ત્યારે વિશ્વ-વ્યાપક નિયમ પ્રમાણે તે વ્યક્તિ તરફ 'સંપૂર્ણ સત્ય' ત્યાં આગળ આવી શકતું નથી. જ્યાંથી પણ સત્ય આવે ત્યાંથી તેનો સ્વીકાર કરવા માટે જે મનુષ્ય પોતાના હૃદયનાં દ્વાર પૂરેપૂરાં ખુલ્લાં રાખે છે, તેનાજ તરફ તે મહાન નિયમ પ્રમાણે સર્વ સ્થળેથી અને સર્વ દિશાઓમાંથી સત્ય વહેવા લાગે છે. અને તેને પરિણામે તે મનુષ્ય પોતે પણ પૂરો સ્વતંત્ર બને છે. કારણ કે **સત્યજ એવી અલૌકિક વસ્તુ છે કે સર્વ પ્રકારે આપણને સ્વતંત્ર બનાવે છે.** આથી ઉલટા પ્રકારવાળો પ્રથમ વર્ણવેલો મનુષ્ય તો બિચારો બંધનમાંજ પડ્યો રહે છે, કારણ કે તેણે સત્યને આમંત્રણ પણ આપ્યું નથી; અને માર્ગ પણ આપ્યો નથી. **જ્યાં સત્યની ઈચ્છા અને સ્વીકાર માનપૂર્વક થતાં નથી, ત્યાં તે પણ જતું નથી.**

જ્યાં સત્યને માન અને સ્થાન મળતું નથી, ત્યાં સત્યની સાથે રહેલા આશીર્વાદો—અનેકવિધ લાભો પણ આવી શકતા નથી. ઉલટું તેને ઠેકાણે શારીરિક, માનસિક અને આત્મિક જડતા, રોગ અને જન્મ—મરણજ રહ્યા કરે છે. કોઇ મનુષ્ય સ્વતંત્રપણે અને કશા પણ બંધનવિના સત્યને શોધતો હોય તેને જો કોઇ અટકાવે તો તેવો માણુસ ચોર અને લૂંટારા કરતાં પણ વધારે અધમ અને ત્યાગ કરવા યોગ્ય છે. કારણ કે તે બીજા મનુષ્યની ઉન્નતિમાં વિઘ્ન નાખીને તેને મોટું નુકસાન કરે છે.

પ્રભુનું સત્ય એટલું તો વિશાળ, મહાન અને ભવ્ય છે, કે કોઇ પણ ધર્મ કે વ્યક્તિ તેનો એકહથ્થુ ઇજારો લઇ શકે નહિ. જગતમાં ધર્મોપદેશક અનેક મળી આવશે; પરંતુ ખરો ઉપદેશક 'બીજાઓએ અમુકજ માનવું જોઇએ' એવો આગ્રહ કદી પણ કરશે નહિ. ખરો શિક્ષક તો શિષ્યને તેના પોતાના સંબંધી તેમજ તેની આંતરશક્તિઓસંબંધી ખરા જ્ઞાનસુધી લાવી મૂકે છે, કે જેથી તે શિષ્ય સત્યનું ખરૂં સ્વરૂપ પોતાની મેળેજ આગળ વધીને અનુભવી શકે.

એકદેશી શિક્ષકોમાં સ્વાર્થ, અહંકારવૃત્તિ અથવા ઐહિક લાભની તૃષ્ણા રહેલી હોય છે. અને તેથી તે સંપૂર્ણ સત્ય પોતાસિવાય બીજા કોઇ પાસે નથી એવો ખોટો દાવો રાખવાવાળો ધર્માંધ, મૂર્ખ અથવા કપટી માણુસ હોય છે.

એક દેડકો એક કૂવામાં રહેતો હતો અને એ કૂવાની બહાર

તે કોઈવાર નીકળ્યોજ ન હતો. એક દિવસ સમુદ્રમાં રહેનાર દેડકો એ કૂવામાં આવ્યો. કૂવાવાળા દેડકાએ તેને પૂછ્યું કે "તમે કોણ છો ? અને ક્યાં રહો છો ?" તેણે કહ્યું કે "હું અમુક જાતિનો દેડકો છું અને સમુદ્રમાં રહું છું."

"સમુદ્ર ! સમુદ્ર એટલે શું ? તે ક્યાં છે ?"

"સમુદ્ર એટલે પાણીનો અગાધ જથ્થો અને તે અહીંથી દૂર પણ નથી."

"તમારો સમુદ્ર કેવડોક મોટો છે ?"

"અહા ! બહુજ મોટો !"

પાસે પડેલો પથ્થર બતાવીને પૂછ્યું કે "શું આના જેવડો ?"

"અરે એનાથી તો ઘણોજ મોટો."

જે પાટીઆ ઉપર તે બન્ને ઉભા હતા તે પાટીયું બતાવીને પૂછ્યું કે "શું આના જેવડો ?"

"અરે એ ક્યાંને તે ક્યાં ? એ તો ઘણોજ મોટો."

"ત્યારે એનાથી તે વળી કેવડોક મોટો હોય ?"

"ભાઈ ! જે સમુદ્રમાં હું રહું છું તે તો તારા આ આખા કૂવા કરતાં પણ ઘણો વધારે મોટો છે, તારા કૂવા જેવડા લાખો કૂવા તેમાંથી ભરી લીધા હોય તોપણ તે સમુદ્ર જરાય ઉણો થાય તેમ નથી."

"ઢોંગ ! ઢોંગ ! તું કોઇ બડો કપટી અને જૂઠો જણાય છે ! મારા કૂવામાંથી ચાલ્યો જા, જા ચાલ્યો જા. તારા જેવા ગપ્પીદાસનું મારે કામ નથી."

શાસ્ત્રો કહે છે કે "તમે સત્યને જાણશો કે તરતજ તે સત્ય તમને સ્વતંત્ર બનાવશે." જો સત્ય સામે તમારાં હૃદયદ્વાર બંધ રાખશો–તમારા માની લીધેલા સંકુચિત વિચારોને પકડી રાખશો તો તે વિચારો તમને મૂર્ખ અને અવિચારી બનાવશે. બુદ્ધિના વિષયો ભણીને ગર્વિષ્ઠ થયેલા ઘણા મનુષ્યોને ઉપલું કથન લાગુ પડે તેમ છે. ગાંડપણ અથવા મૂર્ખતા એટલે માનસિક વિકાસનું અટકવું તે. ગમે તે કારણસર જે મનુષ્યો સત્યની સામે–એટલે ખરૂં કહીએ તો પોતાના વિકાસની સામે–પોતાના હૃદયનાં દ્વાર બંધ કરી બેસે છે; તેઓને ગાંડાના નામથી નથી બોલાવવામાં આવતા, તોપણ વસ્તુતઃ તેઓ ગાંડાજ છે. અમુક વ્યક્તિ, અમુક પુસ્તક કે અમુક સંસ્થા તરફથી અમુક વાત જણાવવામાં આવે છે તેટલાજ માટે તે ખરી હોવી જોઇએ, એમ જે કોઈ વગર વિચારેજ

માની બેસે છે, તેનો માનસિક વિકાસ અટકીજ પડે છે.

જે મનુષ્યો આંતરિક પ્રકાશને અગત્યનો સમજી તેને વધારવાનો શ્રમ લેવાને બદલે બાહ્યસાધનો ને બાહ્યાચારોમાંજ વખત ગાળ્યા કરે છે, તેઓની પણ ઉપર પ્રમાણેજ સ્થિતિ થાય છે. માટે નિર્ભય અને દઢવ્રતધારી વૉલ્ટ વિટમેનની સાથે આપણે પણ એમજ કહેવું જોઇએ કે—

"આજ પળથી હરેક પ્રકારની મર્યાદા અને બંધનોથી મારા અંતરાત્માને સ્વતંત્ર માનું છું. મારી ઇચ્છા પ્રમાણેજ હું ચાલીશ. કેમકે મારી જાતનો હુંજ સર્વથા અને સંપૂર્ણ સ્વામી છું. બીજાઓના કથનનો વિચાર કરીશ અને યોગ્ય લાગતાં ગ્રહણ પણ કરીશ. પરંતુ એમ કરીને કોઇનો તાબેદાર નહિ રહું પણ મને મર્યાદામાં રાખનારી સર્વ હદો અને મર્યાદાઓથી હું સાવ છૂટો થઇશ."

'ઈશ્વરનું અમર્યાદિત સત્ય સર્વને માટે એકસરખું ખુલ્લું છે.' એ વિચારથી આપણને અતિશય આનંદ થવો જોઈએ. કેમકે **જેટલા પ્રમાણમાં મનુષ્ય સત્યને શોધે છે અને તેને મેળવવા માટે હૃદયનું દ્વાર ખુલ્લું રાખે છે, તેટલા પ્રમાણમાં સત્ય પણ તેના હૃદયમાં અવશ્ય સ્થાન લે છે.**

જગતમાં જે કાંઇ આપણે માટે જાણવા યોગ્ય છે તે સર્વ, એ સત્યને–એ જ્ઞાનને પ્રાપ્ત કરવાનો નિયમ જાણવાથી અને તેને વિવેકપૂર્વક અમલમાં મૂકવાથી–અવશ્ય જાણી શકાય છે અને પ્રાપ્ત કરી શકાય છે. **જો એ જ્ઞાનને ગ્રહણ કરતાં આવડે તો પછી જગતમાંની સર્વ વસ્તુઓ આપણી પોતાનીજ છે, એમ નક્કી સમજવું.**

**આપણા અંતરમાં એક એવું મધ્યબિંદુ રહેલું છે, કે જેનામાં આપણે માટે લાયક થઈ પડે તેવી કોઈપણ વસ્તુ-સ્થિતિને પોતા તરફ ખેંચવાનું અગાધ સામર્થ્ય રહેલું છે.**

આપણા જીવનમાં જ્યારે પણ એવા પ્રસંગો આવે કે જે વખતે શું કરવું અથવા કયો માર્ગ સ્વીકારવો એ આપણને ન સમજાય, ત્યારે નક્કી સમજવું કે, તેમાં દોષ આપણો પોતાનોજ છે.

જો દોષનું મૂળ આપણામાંજ રહેલું હોય તો તેનો પ્રતીકાર પણ આપણામાંથીજ જડી આવશે. જો આપણે નિરંતર જાગ્રત રહીએ અને આપણી અંદર રહેલા પ્રકાશ અને શક્તિઓનું જો આપણને ભાન રહ્યા કરે, તો અમુક સમયે શું કરવું એવા સંશયનો

પ્રસંગજ આવે નહિ. કેમકે અંતરાત્માનું તેજ સર્વદા પ્રકાશી રહેલું છે અને કોઇ પણ વસ્તુને આપણી અને તે પ્રકાશની વચ્ચે આડી ન આવવા દઈએ તોજ આપણે આપણું ખરૂં કર્તવ્ય બજાવ્યું છે, એમ સમજવું.

એક મહાન પુરુષ કે જેણે આંતરપ્રકાશ મેળવ્યો છે અને અમુક પ્રસંગે શું કરવું અને કેમ કરવું, એવો સંશય ઉઠવાનો જેને પ્રસંગજ નથી; તે આ સંબંધમાં જણાવે છે કે "અમુક બાબતમાં કયો માર્ગ લેવો એવી જ્યારે તમને શંકા થાય અને માર્ગસૂચક બાહ્યસાધનોનો આશ્રય લેવાથી પણ માર્ગ જડે નહિ, ત્યારે એ બાબત વિષે "તમારાં આંતરચક્ષુને જોવા દેજો અને આંતરશ્રવણેંદ્રિયને સાંભળવા દેજો." આ સાદી, સ્વાભાવિક અને સુંદર ક્રિયા કાંઇ પણ શંકા, તર્ક અથવા પ્રશ્નોસિવાય અસ્ખલિતપણે થવા દેજો. સઘળા વિકટ પ્રસંગે અને અસાધારણ ગુંચવણના સમયે આપણે આ એક સાદી સૂચનાને લક્ષ્યમાં રાખવી જોઇએ કે "તારા ઓરડામાં દાખલ થા અને દ્વાર બંધ કર." શું આનો અર્થ એવો થાય છે કે, આપણે આપણા એક ખાનગી ઓરડામાં પેસીને અંદરથી તેને તાળું દેવું ? જો અર્થ એવોજ થતો હોય તો સર્વ મનુષ્યો આ શિક્ષણને અમલમાં મૂકી શકે નહિ. કેમકે પૃથ્વીપર કે દરિયાપર કે પર્વતપર તે શી રીતે અમલમાં મૂકી શકાય ? અને આ ધાર્મિક શિક્ષણ તો સર્વને માટે, સર્વકાળને માટે અને સર્વ સંયોગોમાં અમલમાં મૂકવા માટે છે.

એક અંતઃસ્ફુરણવાળો મનુષ્ય હતો. તેનું કામ કરવાનું મેજ જે હોલમાં પડયું રહેતું, ત્યાં ઘણા સદ્‌ગૃહસ્થો પોતાનું વ્યાપારસંબંધી કામકાજ કરતા હતા અને મોટા સાદે વાતો પણ કરતા; પરંતુ તેની આસપાસ થતા અવાજોથી આ મનુષ્ય જરા પણ સંક્ષોભ પામતો નહિ. પોતાને કોઇ પ્રશ્ન ગહન લાગે, તે સમયે તે પ્રશ્નનો ઉકેલ લાવવાને આ આત્મશ્રદ્ધાવાળો મનુષ્ય તરતજ પોતાની આસપાસ માનસિક પડદો એવી રીતે નાખી શકતો હતો, કે જાણે તે એકાંતમાં જંગલમાંજ બેઠો હોય ! તે મૌન અને શાંત દશામાં પોતાના પ્રશ્નસિવાય કાંઇ પણ જોતો કે સાંભળતો નહિ; અને જ્યાંસુધી તે પ્રશ્નનો પ્રત્યુત્તર તેના અંતરમાંથી ન સ્ફૂરે, ત્યાંસુધી તેની તેજ સ્થિતિમાં બેસી રહેતો હતો. આને પરિણામે પોતાને મળતા જવાબમાં તે મનુષ્ય કદી પણ છેતરાતો ન હતો.

અંતરમાં સત્યનું દર્શન થાય તોજ હૃદયની ભૂખ ભાગે છે. કેમકે સત્યનું દર્શન થવું એ જંગલમાં અમૃતની વૃષ્ટિ થવાસમાન છે. અંતઃસ્ફુરણવાળા મનુષ્યને પોતાને જોઇતું આધ્યાત્મિક ભોજન દરરોજ એ સ્ફુરણદ્વારા મળી આવે છે; પણ આ અંતઃસ્ફુરણનો અમલ-અનુસરણ સત્વર થવું જોઈએ. એમાં વિલંબ થવાથી વચ્ચે પડદો આવી જાય છે અને જો મનુષ્ય તે અંતઃસ્ફુરણ પ્રમાણે ચાલવામાં વધારે ને વધારે વિલંબ કરતો ચાલે તો એવો પણ સમય આવે કે જ્યારે તેના મનમાં ખોટી ભ્રમણાઓ ઉદ્ભવીને અંતઃસ્ફુરણની સાથે હલકી વાસનાઓ પણ ભેળવી દે.

આ બાબતમાં આ સર્વમાન્ય નિયમ પણ સ્વીકારવો જોઇએ કે, **સત્યને જાણવામાટે સત્યસિવાયની અન્ય સર્વ ઈચ્છાઓને દૂર કરો અને નિઃસંશય સત્ય જણાયું કે તરતજ તે પ્રમાણે ચાલવાનો દૃઢ નિશ્ચય કરો.** સત્યના જિજ્ઞાસુએ સત્યપ્રત્યેજ અનન્ય પ્રેમ રાખી તે સિવાયની બીજી કોઇ પણ ઇચ્છાને સ્થાન આપવું જોઇએ નહિ. જો આ પ્રમાણે યથાર્થ ચાલશો તો તમારો માર્ગ સ્વર્ગીય સત્યથી પ્રકાશિત થશે. આ પ્રમાણે તમારા અંતરમાં એ સ્વર્ગીય સત્ય પ્રકટયું, એટલે પછી બહાર તમારા આચરણમાં પણ એ સ્વર્ગીય પ્રકાશ તમને સત્યનેજ માર્ગે દોરવશે. "અંદરના ઓરડામાં જવું" એનો અર્થ ઉપર કહ્યો તેજ છે. આનુંજ નામ સત્યજ્ઞાન, આનુંજ નામ સ્વર્ગનો પ્રકાશ અને આનુંજ નામ આત્માનો અવાજ સાંભળવો છે. મનુષ્યનું અંતઃકરણ સ્વભાવથીજ એવું સ્વચ્છ અને દિવ્ય છે કે જેટલા પ્રમાણમાં તેની ઉપરનો મેલ દૂર કરીને પરમાત્માના તેજને ગ્રહણ કરવાને લાયક બનાવીએ તેટલા પ્રમાણમાં તેનાદ્વારા પ્રત્યેક વસ્તુ અને રહસ્ય જાણી શકાય છે. કારણ કે જ્યારે આધ્યાત્મિક દૃષ્ટિ ખીલે છે, ત્યારે સ્થૂળ અને સૂક્ષ્મ-બંને પ્રકારની ઇંદ્રિયોની શક્તિઓને અને મર્યાદાઓને તે ઓળંગી જાય છે. હકીકત આવી હોવાથી જેટલા પ્રમાણમાં મનુષ્ય એ આંતરિક સ્વચ્છતાથી અને દિવ્ય પ્રકાશથી દૂર રહે છે, તેટલા પ્રમાણમાં એ દિવ્ય દૃષ્ટિ, દિવ્ય આચરણ અને અલૌકિક રહસ્યો પણ તેનાથી દૂરજ રહે છે.

જેટલા પ્રમાણમાં આપણે ઇંદ્રિયો અને બુદ્ધિની મર્યાદાને ઓળંગી જઈએ છીએ અને પરમાત્માનો પ્રકાશ પામતા ચાલીએ છીએ, તેમ તેમ આપણને તે અંતર્યામીનો અવાજ વધારે સંભળાવા

લાગે છે; અને જો આપણે તે અવાજ પ્રમાણે વર્ત્યા જઈએ છીએ તો તે અવાજ પણ નિરંતર આપણને ખરોજ માર્ગ દર્શાવ્યે જાય છે. જે કોઇ આ પ્રમાણે ઉત્તમ જ્ઞાનને પ્રાપ્ત કરીને તેને આચરણ–અનુભવમાં ઉતારશે, તે મનુષ્ય મરણ પછીજ સ્વર્ગે જશે એમ નથી; પરંતુ અત્યારે, કાલે અને સદાકાળ તે સ્વર્ગમાંજ રહે છે.

આવી સ્વર્ગીય સ્થિતિ સર્વને માટે અને સદાને માટે ખુલ્લી છે. જ્યારે પણ આપણે સત્ય માર્ગે વળીએ છીએ, ત્યારે આ સ્થિતિ પણ–જેવી રીતે પવન વાય છે અને પુષ્પ ખીલે છે, તેવી રીતે–આપણા તરફ આવી પહોંચે છે.

હા, એ વસ્તુસ્થિતિ કાંઈ ધનથી ખરીદાતી નથી કે તેની અમુક સ્થૂલ કિંમત નથી. તે તો એક એવી દશા છે, કે જેનો સાક્ષાત્કાર ધનિક તેમજ દરિદ્રી, સેવક તેમજ શેઠ અને રાજા તેમજ રંક સર્વ કોઈ કરી શકે છે; કેમકે પ્રત્યેક મનુષ્ય તેનો એકસરખો અને હક્કદાર વારસ છે. જો એકાદ નિર્ધનને પણ તે સ્થિતિનો અનુભવ થાય તો તે એક રાજા કરતાં પણ વધારે ભવ્ય સ્થિતિમાં રહી શકે; અને વધારે ઉમદા જીવન ગાળી શકે.

જો તમારે પણ એ ઉચ્ચમાં ઉચ્ચ, પૂર્ણમાં પૂર્ણ અને વિશાળમાં વિશાળ જીવન અનુભવવું હોય તો 'દિવ્ય પરમાત્મચૈતન્યથી તમારૂં આત્મચૈતન્ય ભિન્ન છે' એ ભૂલભરેલા–અસત્ય ખ્યાલને તુરતજ દૂર કરો અને તેની સાથે તમારો અભેદ–એકતા હોવાના વિચારને કાયમ કરો. જેટલા વધુ પ્રમાણમાં તમે તે વિચારને વળગી રહેશો, તેટલા વધુ પ્રમાણમાં તમને પણ તેનો વિશેષ ને વિશેષ પરિચય થતો ચાલશે; અને જેમ જેમ એને અનુસરતું જીવન તમે ગાળતા ચાલશો, તેમ તેમ સર્વ હિતકારી વસ્તુઓ તમારા તરફ આકર્ષાઇ આવશે; અને તમને જે કાંઈ કામ કરવાનું પ્રાપ્ત થશે તે કોઇ પણ જાતના ભય કે સંકોચ સિવાય કરી શકશો અને આવતી કાલનો વિચાર આજ નહિ કરતાં કાલપરજ કરવાનું રાખશો. કારણ કે તમને પૂરેપૂરી ખાત્રી થયેલી હોય છે કે, આવતી કાલનો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ખોરાક તમને આવતી કાલે મળી આવશેજ; અને તેથી **આવતી કાલ ન આવે ત્યાંસુધી તેની તમારે કશીજ કાળજી કરવાની જરૂર નથી.**

જો મનુષ્ય ઉપલા સત્ય સિદ્ધાંતમાં સંપૂર્ણ વિશ્વાસ રાખે છે, તો તે સિદ્ધાંત પણ તેને કદાપિ દગો દેતો નથી. મનુષ્યો અનિ-

શ્ચિત–ડગમગતી–શ્રદ્ધા રાખે છે તેથીજ પરિણામ પણ અનિશ્ચિત અને અસંતોષકારક આવે છે. પરમાત્મા કરતાં વધારે સત્ય, વધારે ઉત્તમ અને વધારે વિશ્વાસપાત્ર વસ્તુ આ સમગ્ર સંસારમાં બીજી કોઇ પણ નથી. જે સર્વભાવે તેને શરણે જાય છે, તેને તે ઠગે હૈ એવી તો કલ્પના પણ કેમજ લવાય ? કેમકે તે તો ઉલટો તેને પોતાનું સર્વસ્વ સોંપવાને અને પોતાની બરાબરનો બનાવવાને સદા આતુર હોય છે. માટે ગમે તે કામ કરતાં, ગમે તે સ્થિતિમાં, દિવસે કે રાત્રે અને સૂતાં કે જાગતાં મનુષ્યે પોતાની અને પરમાત્માની વચ્ચે રહેલા અભેદભાવને યાદ રાખીને તેનેજ અનુસરતું જીવન ગાળવું ઉચિત છે. જીવનનું ઉંડામાં ઉંડું રહસ્ય અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠફળ એમાંજ રહેલું છે. માત્ર જાગ્રતમાંજ એનો અભ્યાસ થઇ શકે છે એમ નથી. ઉંઘતાં પણ થઇ શકે. માટે ઉંઘના સંબંધમાં પણ આપણે આ સ્થળે કેટલીક બાબતો વિચારીશું, કે જેથી તે સ્થિતિમાં પણ આપણે બોધ અને પ્રકાશ મેળવી શકીએ.

નિદ્રાસમયે માત્ર સ્થૂલશરીરજ આરામ લે છે અને શાંત હોય છે, માનસિક શરીર તો પોતાની ક્રિયા કર્યાજ કરે છે. દિવસમાં–જાગ્રત અવસ્થામાં શરીરને જે ઘસારો પહોંચે છે, તે ઘસારાને દૂર કરી શરીરને નવું જીવન આપનાર નિદ્રા છે. આ પ્રમાણે ઉંઘ એ નવું બળ આપવા માટે કુદરતે કરેલી ગોઠવણ તરીકે છે, તેથી જો ઉજાગરા કરવામાં આવે અથવા શરીરને જોઇતી નિદ્રા ન મળે અને આ રીતે શરીરને દિવસમાં પહોંચેલી હાનિનો ઉંઘદ્વારા પૂરતો બદલો ન આપવામાં આવે તો પછી શરીર ધીમે ધીમે ઘસાતું જાય છે, નિર્બળ બને છે અને એવી સ્થિતિમાં કોઇ પણ પ્રકારના રોગને શરીરમાં પ્રવેશ કરવો સુગમ થઇ પડે છે.

આપણે હાલ શરીરોનો જે ઉપયોગ કરીએ છીએ, તેના કરતાં વધારે ઉચ્ચ પ્રકારના ઉપયોગ સારૂ આપણને તે આપવામાં આવ્યાં છે. એનો આપણે એ ઉત્તમ ઉપયોગ કરી જાણતા નથી, તેથીજ એ શરીરો આપણાં નોકર મટીને માલિક બની બેઠેલાં હોય છે; એટલે પછી જેમ જેમ આપણને આપણા મનની તથા આત્માની ઉચ્ચ શક્તિઓનો ખ્યાલ આવતો જાય છે, તેમ તેમ એ અવળી સ્થિતિ ફેરવાતી જઇને આપણાં ઉચ્ચ તત્ત્વોજ એ જડ શરીરપર અમલ કરવા લાગે છે અને શરીરમાં ઘુસી ગયેલાં હલકા પ્રકારનાં પરમાણુઓ ખરવા માંડે છે તથા શરીર વધારે સૂક્ષ્મ અને વધારે ભવ્ય

થતું ચાલે છે. આ પ્રમાણે મનને પોતામાંથી તેમજ જે ઉચ્ચ તત્ત્વોની સાથે તે સંબંધમાં આવે છે તેમાંથી અલૌકિક આનંદ મળવા માંડે છે અને ખાવા–પીવાની તથા દરેક પ્રકારના ઉપભોગની આસક્તિ ઓછી થતી ચાલે છે. તથા અત્યારસુધી જે હલકી જાતનાં, અપચો કરે તેવાં ખાનપાનો તથા માંસ–મદિરા વગેરે વિકારોને ઉત્તેજિત કરે તેવા પદાર્થોનો ઉપયોગ થયા કરતો હોય તેની તેની રુચિ ઓછી થતી ચાલીને તેને બદલે તે શરીરને જરૂર જોગુંજ પોષણ આપનારો, મગજને શાંત રાખનારો સાત્વિક ખોરાક ખાવાને તે ટેવાય છે. આ પ્રમાણે તેનું શરીર વધારે સાત્વિક, સૂક્ષ્મ અને સારા પરમાણુઓવાળું બનવાથી શરીરને ઘસારો ઓછો પહોંચે છે અને જે કાંઈ પહોંચે છે તે ત્વરાથી પૂરાઇ જઇને શરીર બહુ નિયમિત અને સમતોલ સ્થિતિમાં રહે છે. શરીરની આવી સ્થિતિ થવાથી તેને નિદ્રાની પણ બહુ ઓછી જરૂર રહે છે અને તે ઓછી નિદ્રા પણ આવા સારા અને સૂક્ષ્મ પરમાણુઓના બનેલા શરીરને ઘણીજ લાભકારક નીવડે છે.

આ રીતે જેમ જેમ શરીર વધારે સૂક્ષ્મ અને શુદ્ધ પરમાણુઓવાળું બનતું જાય છે, તેમ તેમ તે જીવાત્માને પણ ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવામાં સહાયભૂત નીવડે છે; કવિ બ્રાઉનિંગે એજ વાત ધ્યાનમાં રાખીને કહ્યું છે કે "સઘળી સારી વસ્તુઓ આપણીજ છે; કારણ કે જેમ જીવાત્મા શરીરને મદદ કરે છે, તેમ શરીર જીવાત્માને મદદ કરે છે."

ઉપલા વિવેચનથી હરકોઇને સમજાશે કે, શરીરને વિશ્રામ આપવાને અને લાગેલો ઘસારો પૂરવાને નિદ્રા અત્યંત અગત્યની છે. હા, અંતરાત્માને એવા આરામની જરૂર નથી; અને તેથી શરીર નિદ્રાધીન હોય ત્યારે પણ એ તો પોતાનું કામ કર્યાજ કરે છે.

એ અંતરાત્માની કામગીરીના ઉંડા જ્ઞાનવાળા પુરુષો જણાવે છે કે, એના પ્રતાપે આપણે ધારીએ તો નિદ્રામાં પણ મુસાફરી કરી શકીએ છીએ. કેટલાક મનુષ્યો નિદ્રામાં જોયેલા દેખાવો, મેળવેલી માહીતીઓ અને બનેલા બનાવોને જાગ્યા પછી પોતાના સ્થૂલ મગજમાં પણ લાવવાને શક્તિમાન હોય છે; પણ ઘણાખરા મનુષ્યો તેમ કરવાને સમર્થ હોતા નથી; એટલુંજ નહિ પણ કેટલાક તો ઉપયોગમાં આવે એવું જાગૃત અવસ્થાનું જ્ઞાન પણ ખોઇ દે છે. આ બાબતના અનુભવીઓ જણાવે છે કે, જો આ બાબતને લગતા નિયમો યથાવત સમજવામાં આવે, તો આપણી મરજી

આવે ત્યાં આપણે જઇ શકીએ, અને આપણને થયેલા અનુભવોનું ભાન આપણે જાગીએ ત્યારે આપણા સ્થૂલ મગજમાં પણ લાવી શકીએ. આ ગમે તેમ હોય તોપણ એટલું તો સ્પષ્ટ છે કે, સામાન્ય મનુષ્યોને નિદ્રાસમયે જે પ્રકાશ, જ્ઞાન અને બોધ મળી શકતાં નથી, તે આ બાબતના અભ્યાસીઓ મેળવી શકે છે.

શરીર નિદ્રાધીન હોય, ત્યારે પણ અંતરાત્મા કામ કર્યા કરે છે; તો પછી ઉંઘવાના સમયે-શરીર આરામ લેતું હોય ત્યારે પણ તેનો પ્રકાશ મળ્યા કરે અને તે પ્રકાશની છાપ જાગ્રત સ્થિતિમાં પણ મગજપર પડી શકે તેમ કરવું જોઇએ. આ પ્રમાણે બની શકે તેમ છે અને કેટલાક પુરુષોએ તે કામ લાભદાયક રીતે કર્યું પણ છે. ઘણી વાર અંતરાત્મા તરફનો ઉચ્ચ સંદેશો એજ રીતે મળે છે. આમાં અસ્વાભાવિક કશુંજ નથી. કારણ કે બાહ્યજગત સાથેનો સંબંધ નિદ્રાસમયે બંધ થયેલો હોવાથી આંતરદુનિયા તરફનું સ્ફૂરણ આવવાનો એ સમયે બહુજ સંભવ રહે છે. મારા કેટલાક મિત્રો આ રીતે ઉંઘમાં ઘણું કામ કરી શકે છે અને પોતાના ઇષ્ટ વિષયમાં ઘણો પ્રકાશ મેળવી શકે છે.

સૂવા જતી વખતે મનમાં અમુક સમયે ઉઠવાનો દૃઢ નિશ્ચય કરવાથી તેજ સમયે ઉઠી શકાય છે, એ વાત તો ઘણાના અનુભવની છે. એક સ્ત્રી એક પત્રના ઉપતંત્રીનું કામ કરતી હતી. એક વખતે તે પત્રના અધિપતિએ તેને અમુક વિષયપર એક લેખ લખીને સવારમાં તૈયાર કરી રાખવા કહ્યું. વિષય ઘણો ગહન હતો અને તેમાં ઘણા મુદ્દાઓના જ્ઞાનની જરૂર હતી; પરંતુ તે વિષયમાં તેનું જ્ઞાન ઘણું અપૂર્ણ હતું અને આથી તે સંબંધી પુસ્તકો વાંચીને માહિતી મેળવવા જેટલો સમય ન હતો. આથી તે સ્ત્રી રાત્રે લખવા બેઠી, પરંતુ તેની કલમ ચાલી નહિ. વિચારવગર કલમ કેવી રીતે ચાલે? અસ્તુ. નિષ્ફળતા સિવાય બીજું કાંઇ તેને જણાયું નહિ. છેવટે થાકીને તેણે ઉંઘવાનોજ વિચાર કર્યો અને એ વિષયના સંબંધમાં પોતાને જે માહિતી હતી તે વિચારમાં ગોઠવી પોતાને તે સંબંધી વિશેષ માહિતી ઉંઘમાં મળે એવી ભાવના અને એજ વિષયનો વિચાર કરતી તે સૂતી અને ભરનિદ્રામાં પડી. પ્રાતઃકાળમાં ઉઠતાંજ રાત્રિનો વિષય તેને યાદ આવ્યો. તે થોડીક પળ શાંત પડી રહી, તે વખતે એ વિષયનો આખો લેખ લખાયેલો તેની દૃષ્ટિ આગળ તૈયાર હોય એમ તેને લાગ્યું. તરતજ તે મનવડે એ લેખ વાંચી ગઇ અને

ઉઠીને લુગડાં બદલ્યા સિવાયજ કલમ લઇને કાગળપર તે ચીતરી કાઢયો ! જાણે કોઇ લખાવતું હોય અને પોતે લખતી હોય એમજ એ લેખ તેણે લખી નાખ્યો હતો.

અમુક બાબતપર મન જ્યારે તલ્લીન થયું હોય, ત્યારે જો તેને બીજી બાબતનો વિચાર કરવાની ખાસ જરૂર ન પડે તો તે તેની તેજ બાબતનો વિચાર કર્યા કરે છે; અને ઉંઘમાં શરીર શાંત હોય ત્યારે પણ મન અને અંતરાત્મા કામ કર્યા કરતાં હોવાથી ઉંઘવા જતી વખતે જો મનને અમુક વલણ આપવામાં આવ્યું હોય તો મન તે બાબતપર ઉંઘમાં પણ વિચાર કર્યા કરવાનું, અને પ્રાતઃ-કાળમાં પોતાના અનુભવોની સ્થૂલ મગજપર પણ છાપ પાડી દેવાનું. કેટલાક મનુષ્યોનાં મગજપર આ છાપ ઘણી ત્વરાથી પડે છે, ત્યારે કેટલાકને લાંબે કાળે આ બાબતમાં વિજય મળે છે; પરંતુ શાંત રીતે સતત પ્રયાસ કરવાથી આ શક્તિ પણ પ્રાપ્ત તો થાય છેજ.

મન નિરંતર કામ કરતું રહે છે અને પોતાના સમાન વિચારો-ને પોતાના તરફ આકર્ષવાની તેનામાં શક્તિ હોવાથી, આપણે ઉંઘવા પહેલાં જેવા પણ વિચારો કરવાની ટેવ પાડીએ તેવાજ વિચારો તે ઉંઘમાં પણ પોતાના તરફ ખેંચી શકે છે. આથી આપણે આપણી જાતને જેવી પણ માનસિક સ્થિતિમાં મૂકવા માગતા હોઇએ, તેવી સ્થિતિમાં મૂકી શકીએ અને ઉંઘમાં પણ તે સંબંધી ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ તેમ છીએ.

જાગ્રત અવસ્થા કરતાં નિદ્રાવસ્થામાં આપણી આંતરશક્તિઓ પ્રકાશ મેળવવાને વધારે લાયક હોય છે; તેથી આપણે ઉંઘમાં પડીએ, તે પહેલાંના થોડા વખતદરમિયાન મનના વિચારો કેવા રાખવા તે સંબંધમાં આપણે બહુજ સંભાળ રાખવાની જરૂર છે અને તે બાબત આપણા પોતાનાજ હાથમાં છે. આપણે જો તેના નિયમો સમજી લઇને તે પ્રમાણે વર્તીએ તો જાગ્રત અવસ્થાથી પણ વધારે લાભ એ નિદ્રાવસ્થામાં મેળવી શકીએ.

આ બાબતના અભ્યાસીઓ પોતાનો અનુભવ આ પ્રમાણે જણાવે છે કે, અમુક બાબતમાં પ્રકાશ અથવા માહિતી મેળવવાની તમને જરૂર લાગતી હોય-દાખલાતરીકે અમુક બે માર્ગમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો તે જાણવું હોય-ત્યારે પ્રથમ તો તમે ઉંઘવા પહેલાં સર્વ પ્રાણીમાત્ર તરફ પ્રેમ અને શુભેચ્છાની લાગ-ણીથી તમારા મનને ભરી દો. કેમકે એ પ્રમાણે કરવાથી તમે

તમારા મનને શાંત બનાવો છો અને બહારથી પણ તેવીજ શાંત સ્થિતિ તમારા તરફ આકર્ષાઇ આવે છે.

પ્રથમ ઉપર પ્રમાણે શાંત સ્થિતિમાં આવ્યા પછીથી અમુક જોઇતો પ્રકાશ અથવા માહિતી મેળવવાને માટે તમે અવ્યગ્ર અને શાન્તચિત્તથી દૃઢ ઇચ્છા કરો અને તે મળશે કે નહિ એવી શંકાને મનથી દૂર કરો; (કારણ કે શાંતિ અને શ્રદ્ધામાંજ તમારૂં બળ રહેલું છે) તથા દૃઢતાથી માનો કે, તમે જાગશો ત્યારે તમને ઇચ્છેલી માહિતી અથવા પ્રકાશ મળીજ શકશે. એ પછી નિદ્રામાંથી જાગો ત્યારે બાહ્યજગતની પ્રવૃત્તિઓ તમારૂં મન આકર્ષે તે પહેલાંજ તમારો અંતરાત્મા તમારા મગજપર જે છાપ પાડે તે ગ્રહણ કરવાની સ્થિતિમાં થોડી વાર પડી રહો; અને તે પ્રકાશ અથવા માહિતી તમને મળે કે તરતજ વિનાવિલંબે તે પ્રમાણે ચાલવાને તત્પર થાઓ. જેટલા પ્રમાણમાં તમે એ અંતરના અવાજને માન આપીને તે પ્રમાણે વર્તવા માંડશો, તેટલા પ્રમાણમાં તે અવાજ પણ તમને વિશેષ અને વિશેષ બળથી પોતાનો પ્રકાશ આપ્યા કરશે.

તમે નિઃસ્વાર્થ હેતુથી કે ગમે તો તમારી તંદુરસ્તી અને બળ વધારવાના હેતુથી તમારી માનસિક શક્તિઓ ખીલવવા માગતા હશો; પરંતુ જો તમે તેને અનુકૂળ તમારા મનની સ્થિતિ રાખશો તો અમુક શકિતઓની સાથે તમે સંબંધમાં આવશો; તે શક્તિઓ તમારામાં કામ કરવા લાગશે અને તમારૂં ધારેલું પરિણામ લાવી આપશે, એ વાત નક્કીજ છે. તમારી ઇચ્છાઓને જરા પણ સંકોચ કે સંશયવિના મનવડે કે મુખથી શબ્દોમાં પ્રકટ કરવાથી સૂક્ષ્મ તત્ત્વમાં તમે એવી ધ્રુજારીઓ ઉત્પન્ન કરો છો, કે જે કોઇ પણ સ્થળે પોતાની છાપ પાડે છે; અને બીજી શકિતઓને જાગ્રત કરીને તેમજ બીજી શકિતઓની સાથે મળી જઇને તમારી ભાવનાઓને સફળ કરે છે. જે મનુષ્ય આ બાબતના ઉચ્ચ નિયમો અને શક્તિઓને અનુકૂળ રહીને વર્તે છે, તેનાથી કોઇ પણ વસ્તુસ્થિતિ દૂર રહી શકતી નથી. **પોતાની અંદર રહેલી શક્તિઓને જે જાણે છે અને જે તેનો સદુપયોગ કરે છે, તે મનુષ્યની સર્વ ભાવનાઓ ફળિભૂત થતી ચાલે છે.**

ઉંઘવા જતી વખતે જેમ જેમ તમે પ્રેમના, શુભેચ્છાના અને શાંતિ તથા સંપના વિચારો ચોતરફ વહેરાવતા રહેશો, તેમ તેમ તમારી નિદ્રા વધારે શાંતિમય, સુખકર અને બળવર્ધક થશે; અને

તમારી શારીરિક, માનસિક આધ્યાત્મિક શક્તિ વધતી જશે.

મારો એક મિત્ર કે જે તેનાં મનુષ્યજાતિપ્રત્યેનાં ભલાં કામો માટે સર્વત્ર પ્રસિદ્ધ છે, તે જણાવે છે કે, ઘણી વાર તે મધ્યરાત્રિએ એકાએક જાગી ઉઠે છે અને તેજ સમયે તેના મન આગળ વિજળીના ઝબકારાની પેઠે તેને કરવા યોગ્ય કામની રૂપરેખા અથવા યોજના તરી આવે છે. આંતરસ્ફુરણને ગ્રહણ કરવાની સ્થિતિમાં તે શાંત પડયો રહેતો હોવાથી તે યોજનાને વિજયી રીતે પાર ઉતારવાની યુક્તિ પણ તેના આગળ એજ રીતે પ્રકટ થાય છે અને તેને અમલમાં મૂકીને જગતને હેરત પમાડે તેવી યોજનાઓ, કે જેનો તેને બીજી કોઇ રીતે ખ્યાલ પણ આવી શકયો ન હોય તેને તે ચાલુ કરી શકે છે અને તેમાં વિજય મેળવી શકે છે. તે ઉચ્ચ નિયમોને અનુસરીને પોતાનું જીવન ગાળતો હોવાથી પોતાના શરીરના તેમજ મનના પરમાણુઓને ઉચ્ચ પ્રકારના અને સૂક્ષ્મ ધ્રૂજરીઓને ગ્રહણ કરી શકે એવા બનાવી શકયો છે; અને અમુક ઉચ્ચ ઉદ્દેશ સિદ્ધ કરવા પાછળ પોતાનું સમગ્ર જીવન તેણે અર્પણ કર્યું છે. આ ઉચ્ચ પ્રેરણાઓ કેવી રીતે અને કોના તરફથી આવે છે, એ વાત તે સમજી શકતો નથી. દરેક મનુષ્ય આ વિષે કલ્પનાઓ કરશે, પણ તેનું ખરૂં રહસ્ય તો થોડાજ સમજી શકશે; છતાં આટલું તો સમજી શકીએ તેમ છીએ અને તે સમજવું જરૂરનું પણ છેજ કે, જે મનુષ્ય ઉચ્ચ નિયમો પ્રમાણે પોતાનું જીવન ગાળે છે અને તે નિયમો જાણવાને ઉત્સુક રહે છે, તેનેજ આવી પ્રેરણાઓ પ્રાપ્ત થાય છે.

આપણે પણ જે પ્રમાણમાં આપણી સ્થિતિ ઉચ્ચ નિયમોને અનુકૂળ બનાવીશું, તે પ્રમાણમાં દિવ્ય રહસ્યો અને પ્રેરણાઓ અવશ્ય પ્રાપ્ત કરતા ચાલીશું. આ બાબતનો એક ઉંડો અભ્યાસી જણાવે છે કે "જ્યારે શરીર ઉંઘતું હોય, ત્યારે આધ્યાત્મિક કેળવણી મેળવવી એ કાંઇ બહુ ભારે વાત નથી." જો આપણે આપણી બાહ્યસ્થિતિ ઉપર જેટલું લક્ષ આપીએ છીએ તેટલું લક્ષ આપણી આંતરસ્થિતિ ઉપર પણ આપવા માંડીએ તો એ બાબતમાં પણ આપણને પણ એવોજ અનુભવ થવા માંડશે. આપણી વર્તમાન સ્થિતિ અને ભવિષ્યમાં થનારી સ્થિતિનો આધાર આપણાજ વિચારો ઉપર રહેલો છે. કારણ કે દિવસ કરતાં રાત્રે આપણા વિચાર વધારે જાગ્રત હોય છે અને બાહ્યસૃષ્ટિમાં જ્યારે આપણે ઉંઘતા હોઇએ છીએ, ત્યારે આંતરસૃષ્ટિમાં જાગ્રત હોઇએ છીએ. એ આંતરસૃષ્ટિ પણ ખરી

દુનિયા છે, અને તેની સારી યા નરસી સ્થિતિનો આધાર મનુષ્યની માનસિક અને નૈતિક ઉન્નતિપર રહેલો છે. જે સમયે આપણે બાહ્ય ઇન્દ્રિયોદ્વારા અનુભવ મેળવતા નથી, તે સમયે આપણે આંતર ઇન્દ્રિયોદ્વારા જ્ઞાન મેળવતા હોઇએ છીએ. માટે આ વિષયની ખરી કિંમત સમજવામાં આવ્યા પછી મનુષ્યને જે કોઇ બાબત ઉપર ખાસ માહિતી મેળવવાની ઇચ્છા થાય, તે વિષય ઉપર તેણે ચિંતન કરતાં કરતાં ઉંઘી જવું જોઇએ. સામાન્ય મનુષ્યોને તો ઉંઘમાં માત્ર વૃથા સ્વપ્ન જ આવ્યા કરે છે, ત્યારે જ્ઞાની મનુષ્યો એજ નિદ્રામાંથી અનેક અનુભવો મેળવે છે;અને સામાન્ય મનુષ્યમાં પોતાનાં સ્વપ્નો-ને સમજવા જેટલી પણ શક્તિ હોતી નથી; ત્યારે આગળ વધેલા જીવાત્માઓ પોતાનાં તેમજ બીજાનાં સ્વપ્નોનું પણ રહસ્ય સમજી શકે છે. આનું કારણ સમજવાને આપણે દૂર જવું પડે તેમ નથી. મુખ્ય જરૂર એમાં નિર્મળ જીવન ગાળવાની છે, મોઢાની વાતો કરવાની નથી. મનુષ્યનું ખરૂં સામર્થ્ય પવિત્ર જીવન ગાળવામાં રહેલું છે. પોતાની ઉચ્ચ ભાવના પ્રમાણે જીવન ગાળવા મથનારને ઉત્તમ સામર્થ્ય અને આનંદ પ્રાપ્ત થાય છે; એટલુંજ નહિ પણ તેવો મનુષ્ય જગત માટે પણ બહુ ઉપકારી થાય છે.

અસ્તુ. આટલી હકીકત જાણ્યા છતાં પણ હે વાંચનાર અને સાંભળનાર ! કનિષ્ઠતારૂપી નરકમાં તમારે હજી ક્યાંસુધી પડી રહેવું, તેનો બધો આધાર તમારી પોતાનીજ મરજી ઉપર છે. જે પણ ક્ષણે તમે તે નરકમાંથી છૂટવાને ઇચ્છશો, તેજ ક્ષણે તમને તે માર્ગ લેતાં કોઈ પણ રોકે તેમ નથી.

આ પ્રમાણે મનુષ્યને સ્વર્ગ પ્રાપ્ત કરાવનાર પણ મનુષ્ય પોતેજ હોવાથી જ્યારે પણ તે ખરા જીગરથી સ્વર્ગ મેળવવા ઇચ્છશે,ત્યારે કુદરતની પણ સર્વ શક્તિઓ તેને તે કામમાં અવશ્ય સહાય આપશે.

મનુષ્ય જ્યારે પ્રાતઃકાળમાં જાગ્રતસ્થિતિમાં આવે છે, ત્યારે તેનું મગજ એવી સ્થિતિમાં હોય છે કે તેના ઉપર વધારે ઉંડી છાપ પડી શકે. એ સમયે તેના બાહ્ય દુનિયા સાથેના સર્વ સંબંધો થોડા વખતને માટે બંધ પડી ગયા હોય છે. વળી મન પણ વધારે સ્વતંત્ર અને સ્વાભાવિક સ્થિતિમાં હોઇને છબી પાડવાને તૈયાર કરેલા કાચની પેઠે તરતજ અસર થઇ શકે એવી સ્થિતિમાં હોય છે. પ્રાતઃકાળમાં દિવસની પ્રવૃત્તિ શરૂ થઈ, મનની સ્થિતિ ચપળ થાય, તે પહેલાંજ ઉપલાં કારણોથી મનુષ્યના મનમાં ઉંચા

અને સાચા વિચારો સ્ફૂરી આવે છે. ઘણા લોકો પ્રાતઃકાળમાં વધારે સારૂં કામ કરી શકે છે, તેનું પણ આજ કારણ છે. માનવજીવનને ઉત્તમ બનાવવામાં એ સમય ઘણોજ ઉપયોગી છે. એ સમયે મન કોરા કાગળ જેવું રહેતું હોવાથી તેની પ્રવૃત્તિને આપણે આપણી ઇચ્છા પ્રમાણે ઘણાજ ઉચ્ચ માર્ગ તરફ વાળી શકીએ–એટલે કે મનને અમુક મનગમતા ઉચ્ચ પ્રકારનું વલણ આપી શકીએ–તેમ છીએ.

દરરોજ પ્રાતઃકાળનો સમય એજ આરંભનો સમય છે. એ સમયે આપણે જાણે કે જીવનની શરૂઆતજ કરતા હોઇએ તેમ ભૂતકાળને ભૂલી જવા પ્રયત્ન કરવો જોઈએ; અને સ્મરણમાં રાખવું જોઈએ કે, **જેમ આપણી આજની સ્થિતિ આપણા ભૂતકાળપરથી રચાયેલી છે; તેજ પ્રમાણે આપણા આવતી કાલના–ભવિષ્યના જીવનનો આધાર પણ આપણા આજના વર્તમાન જીવન ઉપરજ રહેલો છે.** માટે જેમ ગઇ કાલનો વિચાર કરવાની આપણને જરૂર નથી, તેમ આવતી કાલનો વિચાર પણ આવતી કાલપર રાખીને આજે તો માત્ર આજનોજ વિચાર કરવો જોઇએ.

"દરરોજ નવો પ્રારંભ થાય છે, દર સવારે દુનિયા નવી જન્મે છે. હે દુઃખ અને પાપથી કંટાળેલા મનુષ્યો! જુઓ જુઓ, તમારે તેમજ મારે–દરેકને માટે આશાનું નવું કિરણ સ્ફૂરે છે."

"ભૂતકાળ ભૂતમાં લીન થઈ ગયો, કામ થઇ ગયાં, આંસુ રેડાઇ ગયાં. ગઇ કાલની ભૂલો ગઈ કાલે ઢાંકી દીધી. ગઇ કાલના અસહ્ય ઘા રાત્રિના શાંતિજનક પ્રભાવથી રૂઝાયા."

"હવે ભૂતકાળને જવા દો, થયું તે ન થયું થવાનું નથી. ભવિષ્ય આપણા હાથમાં છે અને તેને સુધારવા માટે વર્તમાન કાળ–આજનો દિવસ પણ આપણા હાથમાં છે."

"આજે આકાશ નવીન પ્રકાશથી ઝળકે છે. આજે પૃથ્વી નવા જીવન સાથે જન્મ લેતી જણાય છે, કંટાળેલા અવયવો શાંત રાત્રિ વીત્યા પછી સૂર્યનો પ્રકાશ મેળવવાપૂર્વે પ્રાતઃકાળના ઝાકળનાં સ્નાન કરી પૂર્ણ શાન્ત બનીને ધીમેથી ઉઠતા નજરે પડે છે."

"દરરોજ નવો પ્રારંભ થાય છે. હે મન! મધુર ગીત સાંભળ અને ભૂતકાળનાં પાપો, શોકના પ્રસંગો, ગુંચવણભરેલા પ્રશ્નો, આવનારી આપત્તિ, એ સર્વ ગમે તેટલું હોય તો પણ ધૈર્યધારણ

કરીને નવા દિવસની સાથે તું પણ નવુંજ જીવન ગાળવા માંડ. ”

પ્રાતઃકાળનો એક કલાક, અહા! તેમાં કેટલું બધું ભવ્ય, ઉમદા અને શાશ્વત જીવનનો અનુભવ કરાવવાનું સામર્થ્ય રહેલું છે! માટે ભૂતકાળને ભૂલી જઇને અને ભવિષ્યનો વિચાર દૂર કરી દઇને તે કલાકથી નવુંજ જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય કરો. બીજો કલાક આવે નહિ ત્યાંસુધી તેનો વિચારસરખો પણ કરતા નહિ. કેમકે ઉચ્ચ ચારિત્ર રચવાનું અને ઉચ્ચ વિચારો તથા સંયોગોને આકર્ષવાનું ખાસ રહસ્ય અને બળ આ પ્રાતઃકાળના કલાકમાં રહેલું છે. મનુષ્યે કલ્પના કરી હોય એવી ઉમદામાં ઉમદા જીંદગી આ સમયનો સદુપયોગ કરવાથી બનાવી શકાય તેમ છે. કારણ કે **એવી એક પણ ભવ્ય વસ્તુ કે સ્થિતિ આ વિશ્વમાં નથી કે જેના તરફ સતત પ્રયાણ કરનાર તેનાથી બેનશીબ રહી શકે.**

દરેક મનુષ્ય આ પ્રયોગ અજમાવી શકે તેમ છે. જગતમાં એવો એક પણ મનુષ્ય નથી કે જે પોતાની ઉચ્ચ ભાવના પ્રમાણેનું જીવન એક કલાક ગાળી ન શકે. ધારો કે, તેમ કોઇ ન પણ કરી શકે, પરંતુ જો તે પોતાના પ્રયત્નમાં દૃઢ આગ્રહવાળો હોય તો 'જેવાની તરફ તેવું આકર્ષાય છે' તે નિયમ પ્રમાણે તે પ્રયત્નશીલ મનુષ્ય દરેક કલાકે પોતાના ઉચ્ચ ધ્યેયની સમીપ તો આવતોજ ચાલે છે. બીજા કલાકે એથી પણ વધારે સમીપ તે આવતો ચાલે છે; અને એમ કરતાં કરતાં એવો સમય પણ આવી પહોંચે છે, કે જ્યારે તે ઉચ્ચ સ્થિતિ તેને માટે સ્વાભાવિક બનતી ચાલે છે અને તેનાથી વિરુદ્ધની અથવા ઉતરતા પ્રકારની સ્થિતિ તેને માટે અસ્વાભાવિક બની જાય છે!

આ પ્રમાણે વિશ્વના ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ—પરમાત્મા—પ્રત્યે જે કોઇ પ્રેમ કરે છે અને સંબંધમાં આવવા મથે છે, તેની સાથે તે સર્વોચ્ચ પરમાત્મ—તત્ત્વ પણ પ્રીતિ અને પરિચય વધારતું ચાલે છે. અને તેને પરિણામે દુનિયામાંનાં સર્વ શુભ તત્ત્વો તેને અનુકૂળ થઈ મદદ કરતાં ચાલે છે; કારણ કે તે તેઓ સર્વના મૂળને અનુકૂળ થતાં શીખ્યો છે.



# પ્રકરણ ૬ ઠું

## સંપૂર્ણ શાન્તિ

પરમાત્મા શાન્તિના અગાધ સાગરરૂપ હોવાથી જે પળે આપણે પરમાત્માની સાથે આપણું ઐક્ય અનુભવીએ છીએ, તે પળે આપણા તનમનમાં શાન્તિનો પ્રવાહ વહેવા લાગે છે. કારણ કે જ્યાં શાન્તિની સાથે એકતા સધાય ત્યાં શાન્તિ રેલાવીજ જોઈએ. આ પ્રકારે દૈવી અંતઃકરણવાળા બનવું, એજ પ્રભુમય જીવન અને યથાર્થ શાન્તિ છે. આપણે ઈશ્વરરૂપજ છીએ, એ સત્યનું આપણને ભાન થાય અને તેને અનુસરીને જીવન ગળાય તો સમજવું કે, હવે આપણે દૈવી અંતઃકરણવાળા બન્યા છીએ. એવા દૈવી અંતઃકરણદ્વારાજ પરમાત્મા સાથે વધુ ને વધુ એકતાનો—અને પૂર્ણ શાન્તિનો અનુભવ થશે.

ચારે બાજુએ નજર ફેંકતાં આપણને જણાય છે કે, લાખો સ્ત્રીપુરુષો ચિંતામાં ડૂબી રહેલાં છે અને શાન્તિરૂપી વાયુનો તેમને સ્પર્શ પણ થતો નથી. મનથી, શરીરથી તેમજ બાહ્ય સ્થિતિથી કંટાળીને તેઓ શાન્તિ મેળવવાને માટે અનેક સ્થળે ફરે છે અને કદાચ સમગ્ર પૃથ્વીનું પર્યટન કરે છે; તોપણ તેમનો સર્વ પ્રયત્ન વ્યર્થ જાય છે. એથી તેમને શાન્તિ મળતી પણ નથી અને મળવાની પણ નહિ. કારણ કે જે સ્થળમાં તે નથી ત્યાં તેઓ તેને શોધે છે. શાન્તિનું સ્થાન તો અંતરમાંજ છે અને **જો અંતરમાં શાન્તિ ન શોધાઇ તો બીજે કોઇ સ્થળે તે મળી શકવાની નહિ.**

શાન્તિ બાહ્યપદાર્થોમાં કે જગતમાં નથી પણ પોતાના આત્મામાંજ રહેલી છે. તેને બહારથી મેળવવાને માટે આપણે ગમે તેટલા માર્ગો લઇએ, પ્રયત્નો કરીએ, નાના પ્રકારના ભોગ ભોગવીએ અને જગતના દરેકે દરેક સ્થળમાં ખોળીએ, તોપણ તે આપણને મળનાર નથી. કારણ કે જ્યાં તે છેજ નહિ, ત્યાંથી તે કેવી રીતે મળી શકે ? એને માટે તો મનુષ્ય જે પ્રમાણમાં પોતાની બાહ્યભોગની ઇચ્છા અને વાસનાઓને સંયમમાં રાખી અંતરાત્માના આદેશ પ્રમાણે વર્તે છે, તેટલાજ પ્રમાણમાં તે સત્ય આનંદ અને

યથાર્થ શાન્તિ અનુભવી શકે છે. એમ કરવાને બદલે **મનુષ્યો જેટલા પ્રમાણમાં વાસનાઓના આદેશ પ્રમાણે વર્તે છે, તેટલા પ્રમાણમાં તેઓ અધિક રોગી, દુઃખી અને અસંતોષીજ બને છે.**

ઇશ્વરની સાથે ઐકય સમજવામાં અને સાધવામાંજ શાન્તિ રહેલી છે. જેવી રીતે બાળક પોતાની સાથે સ્વાભાવિક પ્રેમ અને ઐકય રાખીને સુખ–શાન્તિમાં રહે છે, તેવીજ રીતે આપણેમાટે પણ આપણા પરમ પિતાની સાથે એકતા સમજવા અને સાધવામાં સુખ–શાન્તિ રહેલાં છે. જે મનુષ્યોએ અનંત શાન્તિસ્વરૂપ પરમાત્મા સાથે ઐકય જાણ્યું અને અનુભવ્યું છે, તેઓના જીવનમાં આનંદ ઉભરાઇ જાય છે. આ સંબંધમાં મારા એક યુવક મિત્રનું મને સ્મરણ થઈ આવે છે. તે ઘણાં વર્ષસુધી બિમાર હાલતમાં હતો, તેનામાંથી આરોગ્યનું તેજ તદ્દન ઉડી ગયું હતું, મગજ કમજોર બન્યું હતું, જીવનમાં આનંદ આપનાર તેને કાંઈ પણ ભાસતું ન હતું, સર્વ બાજુએ નિરાશાજ નિરાશા જણાતી હતી અને તેને જોનારને પણ તેને માટે નિરાશાજ ઉત્પન્ન થતી હતી. પરંતુ પાછળથી જ્યારે તેજ મનુષ્ય સર્વશકિતમાન પરમાત્માની સાથે એકતાનો અનુભવ કરવા લાગ્યો, ત્યારે તેના અંતઃકરણમાં દિવ્ય શકિત અને દિવ્ય આરોગ્ય દાખલ થવા માંડયાં; અને પરિણામે હાલમાં તે સંપૂર્ણ આરોગ્ય ભોગવે છે. હવે મને જ્યારે પણ તે મિત્ર મળે છે, ત્યારે તેનો ચહેરો જાણે એમજ કહેતો જણાય છે કે "જીવન અસાર નથી, પણ જીવવાયોગ્ય છે."

એક પોલીસનો અમલદાર મારો સ્નેહી છે. તે જ્યારે પોતાનું કામ પૂરૂં કરી સંધ્યાસમયે પોતાના ગૃહ તરફ વળે છે, ત્યારે તેના મનમાં તેમજ શરીરમાં પરમાત્મા સાથેની એકતાની લહેર એટલી તો ઉભરાઇ જાય છે કે જેને લીધે, તે જમીનપર ચાલે છે કે કોઇ શક્તિ તેને અદ્ધર ચલાવે છે તેનું પણ તેને ભાન રહેતું નથી!

આ પ્રમાણે એકતાનો અનુભવ કરનાર સર્વથા નિર્ભય બને છે. "પરમ શક્તિમાન પરમાત્મા મારા રક્ષક છે" એવો તેને દૃઢ વિશ્વાસ હોવાથી નિર્ભયતા પણ વધતી ચાલે છે. આવા મનુષ્ય માટે એમ પણ કહી શકાય કે "કોઇ પણ શસ્ત્ર કે અસ્ત્રનો આઘાત તેને થતો નથી, રોગ થતો નથી, કુદરત પણ તેને અનુકૂળ બને છે **અને જંગલી હિંસક પશુઓ પણ તેના આગળ શાંત થઇ જાય છે.**"

આવી અમોઘ શક્તિ જેમના જીવનમાં પ્રકટ થતી દેખાય છે, તેમનામાં જાણે એક પ્રકારની વશીકરણ વિદ્યા હોય એવું બહારનાં મનુષ્યોને લાગે છે.

જે સમયે આપણે ભય પામીએ છીએ, તેજ સમયે તે ભયજનક વસ્તુને આપણા તરફ આકર્ષાઇ આવવાનું દ્વાર પણ આપણે ખુલ્લું કરીએ છીએ. જે મનુષ્ય કોઇ પશુથી ભય પામતો નથી, તે મનુષ્યને તે પશુ પણ હેરાન કરતું નથી. ડરવાથીજ ભયજનક વસ્તુ આપણા તરફ આકર્ષાય છે. કૂતરા જેવું પ્રાણી પણ મનુષ્યને લાગેલો ભય તરત સમજી જાય છે અને ત્યારેજ તે તેને કરડવાનું સાહસ કરે છે. માટે જેટલા પ્રમાણમાં પરમાત્મા સાથેની આપણી એકતા આપણે અનુભવીશું તેટલાજ પ્રમાણમાં આપણે શાંત અને નિર્ભય થઇ શકીશું; અને તે પછી જે નાની નાની બાબતો પ્રથમ આપણને ઉશ્કેરતી હતી, તેનાથી આપણે ઉશ્કેરાઇશું નહિ. વળી આવાં મનુષ્યો બીજાં મનુષ્યોથી છેતરાતાં પણ નથી; કારણ કે તેઓ બીજાઓનાં હૃદય વાંચી શકે છે અને સામા મનુષ્યોના અંતરનો હેતુ સમજી શકે છે.

એક દિવસ એક ગૃહસ્થ મારા એક મિત્રને મળ્યા અને બહારનો શિષ્ટાચાર દર્શાવી બોલ્યા કે "આપના દર્શનથી મને આજે બહુ આનંદ થયો છે." મારા મિત્રે વિજળી જેવી ચપળતાથી તેના વિચાર જાણી લઇને તેની આંખ સામે દૃષ્ટિ રાખી જવાબ વાળ્યો "ના, તમે ભૂલ કરો છો; મને મળવાથી તમને આનંદ નથી થયો, પણ ઉલટું તમારૂં ચિત્ત ખિન્ન થયું છે, એમ તમારા ચ્હેરા ઉપરથી જણાઇ આવે છે." તે ગૃહસ્થે પણ સરળતાથી જવાબ વાળ્યો કે "આ બાહ્ય શિષ્ટાચારના જમાનામાં અંદર ગમે તે હોય પણ બહારથી તો આનંદ બતાવવો જોઇએ." મારા મિત્રે ફરીથી તેની દૃષ્ટિ સામે તાકીને જવાબ વાળ્યો કે "ભાઇ! તમે ભૂલ કરો છો. તમારા હૃદયમાં એક વાત હોવા છતાં બોલવામાં બીજી વાત જણાવો, એવી કુટિલતા જવા દઇને જે તમારા હૃદયમાં હોય તેજ કહી દેવાની જો તમે ટેવ પાડશો, તોજ તમને તમારા પોતાના મહત્ત્વનો ખ્યાલ આવશે અને એવાજ સદાચારથી તમે વિજયી નીવડશો."

ઉપર પ્રમાણે આપણે પણ લોકોની પરીક્ષા કરતાં શીખીશું, ત્યારે આપણને પણ છેતરાવાના કે નિરાશ થવાના ઓછાજ પ્રસંગ આવશે; અને આપણે પણ કોઈને ઉંચા આસમાને ચઢાવી દઇશું

નહિ. કેમકે અસત્ય લાંબો વખત ટકી શકતુંજ નથી. પરીક્ષા કરવાની શક્તિને અભાવે ઘણી વખત આપણે બીજાની હદબહાર પ્રશંસા કરીએ છીએ, પણ આપણે આ રીતે ખરી મિત્રતા બતાવતા નથી.

શાન્તિસ્વરૂપ પરમાત્મા સાથેના ઐક્યનો જો આપણને યથાર્થ ખ્યાલ આવે તો પછી અમુક વ્યક્તિએ મને નુકસાન કર્યું, એવા વિચાર આવીને આપણી શાન્તિનો ભંગ કરી શકશે નહિ. જે સત્ય અને ન્યાયનાં તત્ત્વો અખિલ વિશ્વમાં વ્યાપી રહેલાં છે અને જે તત્ત્વોજ અંતે વિજયી નીવડવાનાં છે, તે તત્ત્વોને અનુસરીને જો આપણે આપણું જીવન ચલાવીએ તો પછી આપણી શાન્તિમાં કદાપિ ભંગ થશે નહિ.

આપણને પરમાત્મા સાથેના આપણા ઐક્યનો ખ્યાલ આવે તો પછી આપણા મિત્ર અથવા સંબંધીઓના મૃત્યુથી કે આધિ-વ્યાધિથી આપણને વ્યાકુળતા થશે નહિ. કારણ કે આપણને ખબર હોય છે કે, મૃત્યુ કાંઇ માણસનું પોતાનું થતું નથી, પણ તેના દેહનુંજ થાય છે. અને એ મરેલો કહેવાતો મિત્ર પોતે તો અનંત ચૈતન્યનોજ એક અંશ હોઇને સદાને માટે અજર અમર જીવન-રૂપજ છે. શરીરના પડવાથી કાંઇ તેના અજર–અમરપણામાં હાની પહોંચતી નથી. આવી આપણને અડગ ખાત્રી હોવાને લીધે આપણે નિરંતર શાંતિમાંજ રહીએ છીએ. એટલુંજ નહિ પણ બીજાં જે નિર્બળ મનુષ્યો આવા જ્ઞાનના અભાવે ઉદ્વેગ પામતાં હોય, તેઓને પણ આપણે એમજ કહીએ છીએ કેઃ—

" હે પ્રેમાળ મિત્રો ! જ્ઞાન મેળવો અને તમારાં આંસુ લૂછી નાખો. તમે જે શરીરને વળાવ્યું તે તો એક પણ આંસુને માટે યોગ્ય નથી. કારણ કે તે તો એક એવી રદ્દી છીપ જેવું છે કે જેમાં મોતી હતું તે ઉડી ગયું છે અને હવે તે છીપ નકામી છે, માટે તેનું ચિંતન જવા દો અને તે મોતી–તે આત્મા તો અત્યારે પણ હયાતજ છે. "

વિયોગના સંબંધમાં પણ આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, આત્માને કશી મર્યાદા નથી અને બે જીવાત્માની વચ્ચેનો સંબંધ, ચાહે તો બંને જીવાત્માઓ શરીરમાં હોય અથવા એક જીવ શરીરમાં હોય અને બીજો શરીરરહિત સ્થિતિમાં હોય તોપણ થઇ શકવો સંભવિત છે; અને જે પ્રમાણમાં મનુષ્ય ઉચ્ચ આત્મિક દશાનો અનુભવ કરે છે, તે પ્રમાણમાં તેવો સંબંધ રાખવાની

શક્તિ પણ તેનામાં ગુપ્ત હતી તે પ્રકટ થતી જાય છે.

આપણે આપણા હૃદયનાં દ્વાર જે વસ્તુને માટે ખુલ્લાં મૂકીએ, તેજ વસ્તુ આપણને મળે છે. પ્રાચીનકાળમાં લોકો ઈશ્વરી દૂતો—ફિરસ્તાઓને જોવાની પ્રબળ ઇચ્છા કરતા હતા અને તેમને તેઓ જોઇ પણ શકતા હતા. તેઓ ત્યારે જોઈ શકતા તો પછી અત્યારે આપણે ન જોઇ શકીએ, એવું કાંઇજ નથી; કારણ કે સૃષ્ટિના મહાન નિયમો તે સમયની પેઠે અત્યારે પણ એકસરખી રીતે કામ કરી રહ્યા છે. હાલમાં એ દેવદૂતો આપણા જોવામાં નથી આવતા તેનું પણ એજ કારણ છે કે, આપણે તેમને આમંત્રણ આપતા નથી; અથવા તો તેઓ આવી શકે તેવી અનુકૂળ સ્થિતિ આપણે કરતા નથી; અને જે દ્વારથી તેઓ આવી શકે તેમ હોય છે, તે દ્વારોને આપણે ખુલ્લાં રાખવાને બદલે બંધ રાખી મૂકીએ છીએ.

શાંતિના અપાર સાગરસ્વરૂપ પરમાત્માની સાથે જેમ જેમ આપણો સંબંધ વધતો ચાલશે, તેમ તેમ આપણામાં શાંતિ પણ વધતીજ ચાલશે; અને જ્યાં જ્યાં આપણે જઇશું, ત્યાં ત્યાં પણ એ શાંતિની સુવાસ પણ સાથે લેતા જઇશું. જેટલા પ્રમાણમાં પરમાત્માનું પરમ શાંતિદાયક ચૈતન્ય ઝીલવાને આપણા હૃદયનાં દ્વાર આપણે ખુલ્લાં કરીશું, તેટલા પ્રમાણમાં શાંતિને પણ આપણે આપણામાં જરૂર આકર્ષી શકીશું; અને જેટલા પ્રમાણમાં તે શાંતિ આપણી પાસે હશે, તેટલા પ્રમાણમાં આપણે બીજાઓને પણ શાન્તિ આપી શકીને આપણી ચારે બાજુએ આશીર્વાદનો પ્રવાહ વહેવરાવી શકીશું.

જેને એ આંતરશાંતિ મળી હોય, એવા માણસના સંબંધમાં આવવાથી આપણને પણ આનંદજ થાય છે, ચિંતા અને ઉદ્વેગ દૂર થાય છે અને મગજપરનો બોજો દૂર થતો ભાસે છે. જગતમાં એવા મનુષ્યો સર્વત્ર શાંતિ અને આશીર્વાદનોજ પ્રવાહ ફેલાવ્યા કરે છે. જ્યાં દિલગીરી જુએ ત્યાં તેઓ આનંદ ફેલાવે છે, ભય હોય ત્યાં ધૈર્ય ઉપજાવે છે, નિરાશા હોય ત્યાં આશા આપે છે અને નિર્બળને સબળ બનાવે છે.

तत्त्वमसि "તું તેજ છે" અથવા सोऽहं "તે હું છું" આ વાક્યનો અનુભવ પામનાર મહાપુરુષ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં શાન્તિજ પ્રસરાવે છે. કેમકે તેણે પોતાનું મધ્યબિંદુ શોધી કાઢયું છે. આખા વિશ્વમાં એકજ મધ્યબિંદુ છે અને તે પરમાત્માની

અનંત ચૈતન્યશક્તિ—ચિત્‌શક્તિ છે. જગતના સર્વ વ્યવહારની સંચાલક એજ શક્તિ છે. જે પણ માણુસે એ મધ્યબિંદુને શોધ્યું હોય છે, તેવોજ માણુસ તે ચિત્‌શક્તિ સાથે ઐક્ય અનુભવી શકે છે અને તેજ જીવનમુક્ત છે; કારણ કે પરમાત્મા તેનોજ આત્મા છે.

આવા પુરુષની શક્તિની પણ સીમા નથી. કારણ કે સર્વ શક્તિઓનું ઉદ્ભવસ્થાન જે પરમાત્મા તેની સાથે તેને એકતાનો સંબંધ હોવાથી તે સર્વ સ્થળેથી પોતાની તરફ શક્તિને આકર્ષે છે. પોતાના અમાપ બળનું તેને ભાન હોવાથી સર્વ બાજુએ બળના વિચારોને તે મોકલે છે અને તેમ કરીને—સરખે સરખા પદાર્થ આકર્ષાતા હોવાના નિયમ પ્રમાણે—તે પોતાના પ્રત્યે પણ બળનાજ વિચારો ચોતરફથી આકર્ષે છે અને વિશ્વમાંની અસામાન્ય વસ્તુસ્થિતિઓની સાથે તે ઐક્ય અનુભવે છે.

“ જેની પાસે હશે તેને આપવામાં આવશે ” આ બાઇબલના વાક્યમાં કુદરતી નિયમનું સ્પષ્ટીકરણ છે. તેના બલિષ્ઠ, નિશ્ચયાત્મક અને સામર્થ્યયુક્ત વિચારો સર્વ બાજુએથી તેને વિજય અપાવે છે અને તે દ્વારા સર્વ બાજુએથી તેને સહાય મળે છે. તેની ભાવના પ્રમાણેજ તેની વિચારસૃષ્ટિ રચાય છે અને તે વિચારસૃષ્ટિ ધીમે ધીમે સ્થૂલસૃષ્ટિરૂપે પણ પરિણમે છેજ. કારણ કે વિચારો અદૃશ્યપણે કામ કરતા હોય છે, તોપણ તે વહેલા કે મોડા સ્થૂલ રૂપમાં પણ પ્રકટ થાય છે.

આવા મનુષ્યને ભયના કે નિષ્ફળતાના વિચાર આવતાજ નથી. કદાચ આવો કોઇ વિચાર તેના હૃદયમાં ઉદ્ભવે તોપણ તે તરતજ તેને પોતાની મનોસૃષ્ટિમાંથી દૂર કરે છે અને તેથી બાહ્યસૃષ્ટિમાંથી આવા વિચારો તેના તરફ ખેંચાતાજ નથી. કારણ કે વિચાર પણ બીજા પોતાના જેવાજ વિચારોને પોતા તરફ આકર્ષે છે. આ કારણથી તેની આસપાસ રહેલા બીકણ, અસ્થિર તથા અશુભદર્શી માણસોના નિર્બળ અને નિરુત્સાહી વિચારો તેનાપર અસર કરી શકતા નથી. જે કોઇ નિર્બળતા અને ભયનાજ વિચારો કર્યા કરે છે, તેની માનસિક શક્તિ અને શરીરબળ પણ ઘટતાં ચાલે છે તથા વિશ્વમાં રહેલા કનિષ્ઠ વિચારો તેના તરફ ખેંચાઈ આવતા હોવાથી તેનીંજ તેનાપર અસર થવા લાગે છે. આ પ્રમાણે તે શક્તિહીન થતો જાય છે તેમાં પણ કુદરતનોજ કાયદો પોતાનું કામ કરે છે.

માણુસના વિચાર જેમ જેમ જોર પકડતા ચાલે છે, તેમ તેમ

તેવાજ પ્રકારના વિચારો તેના અંતરમાં ઉત્પન્ન થાય છે; અને બહારથી પણ તેવાજ વિચાર તે ખેંચે છે. આથી ધૈર્યના વિચાર કરનાર માણસમાં ધૈર્ય વધે છે અને ભયના વિચાર કરનારમાં નિર્બળતા આવે છે. હકીકત આવી હોવાથી જેનામાં શ્રદ્ધા અથવા ધૈર્ય હોય છે, તેજ સંયોગોનો સ્વામી બનીને પોતાની શક્તિ જગતમાં પ્રદર્શિત કરે છે; અને જેનામાં શ્રદ્ધા-અર્થાત્ ધૈર્ય હોતાં નથી, તે ભય અને આગામી આપત્તિઓનો વિચાર કરીને સંયોગો-ને આધીન થઇ રહે છે.

આ પ્રમાણે મનુષ્યને જે જે સ્થિતિ પ્રાપ્ત થાય છે, તે તે સ્થિતિનો ઉત્પન્ન કરનાર તે પોતેજ હોવાથી ફલિત થાય છે કે, પોતાની સ્થિતિ કેવી બનાવવી, એ વાત દરેકના પોતાનાજ ઉપર આધાર રાખે છે. આ દશ્યજગતની દરેક વસ્તુ ઉપજવાનું મૂળ ઠેકાણું અદૃશ્ય અને આધ્યાત્મિક વિચારસૃષ્ટિમાં રહેલું છે; કારણકે દશ્યજગત એ કાર્યરૂપ છે ને અદૃશ્યજગત એ કારણરૂપ છે. મનુષ્ય અદૃશ્ય વિચારસૃષ્ટિમાં જેવું જીવન ગાળે છે, તેવુંજ ધીમે ધીમે દશ્ય-સ્થૂલ સૃષ્ટિમાં પણ પ્રકટ થતું જાય છે. માટે જો તેણે પોતાની બાહ્ય-સ્થૂલ પરિસ્થિતિ બદલવી હોય તો પ્રથમ તેણે અદૃશ્ય જગતમાં-પોતાની આંતરસ્થિતિમાં ફેરફાર કરવાની જરૂર છે. મનુષ્યોને જો આ સિદ્ધાંતનો યથાર્થ ખ્યાલ આવે તો નિરાશામાં ગરક થયેલાં હજારો મનુષ્યો ધૈર્ય ધારણ કરીને કામ કરવા લાગશે અને વિજય પ્રાપ્ત કરશે તથા પીડા પામતાં અને રોગથી રીબાતાં અનેક મનુષ્યો બળ અને તંદુરસ્તી મેળવી શકશે અને શોકમાં મગ્ન થયેલાં હજારો મનુષ્યો આનંદી થશે.

ભયની ગુલામગીરીમાં રહેલાં જે હજારો મનુષ્યો આપણી આસપાસ નજરે પડે છે, તેઓ ખરૂંજોતાં શક્તિસંપન્ન અને પરાક્રમી હોવાં જોઇએ; છતાં નિરુત્સાહી અને નિર્બળ જણાય છે. તેઓની શક્તિ મંદ પડી ગયેલી જણાય છે, પ્રયત્ન શિથિલ જણાય છે અને ચારે બાજુએ તેઓને ભયજ ભય દૃષ્ટિએ પડે છે. અમુક વસ્તુની તંગીનો ભય, ભૂખમરાનો ભય, લોકમતનો ભય, અમુક વ્યક્તિઓના ખાનગી અભિપ્રાયનો ભય, આગામી આપ-ત્તિનો ભય, મંદવાડનો ભય, મરણનો ભય-આવા વિવિધ પ્રકારના ભયમાંથી કોઇ ને કોઇ પ્રકારના ભયમાં મનુષ્યો સપડાયેલાંજ રહ્યા કરે છે. ઘણા મનુષ્યોને તો ભય રાખવાની ટેવજ પડી ગયેલી હોય

છે. જગતમાં ભયના વિચાર પણ સર્વત્ર વાતાવરણમાં ઘૂમી રહેલા હોવાથી તેમના તરફ ચારે બાજુએથી તેવા વિચારો આકર્ષાય છે. "મારા ઉપરિ નારાજ થશે, હું નિર્ધન થઇ જઇશ, મને નોકરીથી અલગ કરશે, મારો ધંધો નહિ ચાલે" એવા એવા અનેક વિચારો કરીને જે દશાથી ભય પામવામાં આવે છે, તેજ દશાને મનુષ્યો પોતા તરફ આકર્ષે છે.

ભયથી કોઇ પણ પ્રકારનો લાભ નથી અને હાનિ સર્વથા છે. કોઇ એમ પણ કહેતું જણાય છે કે "હું જાણું છું કે, ભયથી હાનિ છે, પરંતુ શું કરૂં ? તેનો ત્યાગ કરવાનું મારામાં સામર્થ્ય નથી." આવું કહીને તે એમજ સૂચવે છે કે, તેના પોતાના સ્વરૂપનું અથવા પોતે કોણ છે તેનું તેને બિલકુલ ભાન નથી. **તમારી શક્તિઓને જાણવાને માટે પ્રથમ તો તમારે તમારા આત્માને ઓળખવો જોઇએ**; કારણ કે જ્યાંસુધી તમારી શક્તિઓનો યથાર્થ ખ્યાલ તમને ન આવે, ત્યાંસુધી તમે ડહાપણપૂર્વક અને પૂર્ણ રીતે તેનો ઉપયોગ પણ નજ કરી શકો.

'ભય દૂર થતો નથી' એવો વિચાર સરખો પણ ન કરો. 'મારાથી નહિ બની શકે' એવો વિચાર જો તમે રાખશો, તો મોટેભાગે તમે તે કરી શકશો પણ નહિ. પણ જો તમે 'હું કરી શકીશ' એવી ભાવના કરો અને ભાવના પ્રમાણે વર્તો તોજ તમે તે કામ કરી શકશો; એટલુંજ નહિ પણ જો તમારી ભાવના બલિષ્ઠ હશે તો તેમાં તમે વિજય પણ પ્રાપ્ત કરશો. વર્જીલ કવિએ કેટલાક ખલાસીઓના સંબંધમાં લખ્યું છે કે તેઓ વિજય મેળવી શકયા, કારણ કે તેઓને પૂર્ણ શ્રદ્ધા હતી કે "અમે વિજય મેળવીશું." આનું કારણ એ છે કે મનની શ્રદ્ધામય સ્થિતિ શરીરમાં પણ ઉત્સાહ રેડે છે, અને તેથી બળ અને સહનશકિત મળે છે અને તેથીજ તેઓ વિજય મેળવે છે.

માટે તમારાથી બની શકશેજ, એવી શ્રદ્ધા રાખો અને એટલી શ્રદ્ધા ન હોય તો પ્રથમ આ વિચારને બીજરૂપે તો ગ્રહણ કરોજ. પછી એ વિચારને તમે તમારા ચૈતન્યમાં રોપો, તેને તેવાજ વિચારો રૂપી પાણીવડે સિંચતા રહો, પોષણ કરતા રહો, ધીરે ધીરે તે અવશ્ય ઉગશે, ફેલાશે અને ચારે બાજુએથી બળ ગ્રહણ કરશે; ચારે બાજુએ વીખરાઇ જવાથી નિરૂપયોગી થઈ પડેલી તમારી આત્મશક્તિને આ વિચાર એક સ્થળે એકઠી કરશે અને તેને ઉપ-

યોગી તથા ફળપ્રદ બનાવશે. સારા સ્વભાવના, સબળ, ધૈર્યવાન અને નિર્ભય મનુષ્યોનો સમાગમ-એ વિચારરૂપી બીજ-પૂરૂં પાડશે. અને બીજા એવાજ વિચારોની સાથે તમારો સંબંધ વધશે. આવાં સાધન સાધવામાં જો તમે આગ્રહી અને શ્રદ્ધામય હશો, તો એવો પણ સમય આવશે, કે જ્યારે ભયનો કાબુ તમારા-પર જરા પણ રહેશે નહિ; અને નિર્બળતાના પૂતળારૂપ અથવા સંયોગોને આધીન થવાને બદલે તમે બળવાન સ્તંભરૂપ અને સંયોગોના સ્વામી બની રહેશો.

તાત્પર્ય એકે જે શક્તિ સર્વના ભલાને વાસ્તે કામ કરી રહી છે તે શક્તિમાં-તે અનંત શક્તિમય પરમાત્મામાં અને આપણા પોતામાં વધારે વિશ્વાસ ઉપજાવવાની જરૂર છે.સ્થિતિ ગમે તેવી પ્રતિકૂળ હોય, સંયોગો ગમે તેટલા વિરુદ્ધ હોય, તોપણ આ સત્ય પ્રતીતિને ન ખોવી કે **"અનેક બ્રહ્માંડો અને સૃષ્ટિઓ જેના નિયમમાં છે, તે સર્વશક્તિમાન પરમાત્માના હાથમાં આપણી લગામ છે."** આ સત્યની પ્રતીતિ આપણને શીખવશે કે "સૌ સારૂંજ છે." **"જે મનુષ્યનું મન પરમાત્મામાં લીન છે, તેની સંભાળ પરમાત્મા રાખે છે."**

આ સંસારમાં પરમાત્મા કરતાં કોઇ પણ વસ્તુ વધારે દૃઢ, સુરક્ષિત અથવા વિશ્વાસપાત્ર નથી. આપણા હૃદયનાં દ્વાર ખોલી તે પરમાત્મશક્તિને આપણાદ્વારા વહેવા દેવી, એ આપણા પોતાનાજ હાથમાં છે. એ બાબતનો જેમ જેમ આપણને અધિકાધિક ખ્યાલ આવતો જશે, તેમ તેમ આપણામાં અધિક અધિક બળ પ્રકટ થતું જણાશે.

જો આપણે તેની સાથે એક થઈને કામ કરીશું તો તે પણ આપણી સાથે એક થઇને કામ કરશે; અને તે ઉપરથી આપણને અનુભવપૂર્વક આ વાત પણ સમજાશે કે, **જે લોકો ભલાઇને પસંદ કરે છે, તેના ભલાને વાસ્તે જગતની સર્વ વસ્તુઓ કામ કરે છે.** આમ થતાં ભય કે સંશય આપણામાં કાંઇ પણ રહેલો હશે તો તે ચાલ્યો જશે અને તેનું સ્થાન એવી અડગ શ્રદ્ધા લેશે, કે જેના સમાન બીજું કાંઇ પણ બળ નથી.

જડવાદ મનુષ્યને નિરાશા તથા દોષદૃષ્ટિ તરફ ઘસડી જાય છે. જડવાદ બીજું કરી પણ શું શકે ? આપણામાં અને આપણીદ્વારા તથા બીજી વસ્તુઓમાં વસ્તુઓદ્વારા કામ કરતી આધ્યાત્મિક

શક્તિ મનુષ્યને ધર્મિષ્ઠપણા તરફ લઇ જાય છે, એ પ્રકારનું જ્ઞાનજ મનુષ્યને આશાવાદી અને શુભદર્શી બનાવે છે. કેમકે **અશુભદર્શીપણું એ નિર્બળતા છે અને શુભ દૃષ્ટિ મનુષ્યને સામર્થ્ય તરફ દોરે છે.** જેને પરમાત્મામાં વિશ્વાસ છે, તે દરેક પ્રકારનું કષ્ટ સહન કરી શકે છે કેમકે સુંદર હવાને જેટલી ગંભીરતા અને પ્રસન્નતાથી સ્વીકારવામાં આવે તેટલીજ ગંભીરતા અને પ્રસન્નતાથી તે તોફાનની સામે પણ થઇ શકે છે. ‘ કેમકે એનું પરિણામ શું આવશે તે અગાઉથી તે જાણે છે; અને શાશ્વત રક્ષણ કરનારા હાથ તેને સહાય આપવાને સદા તૈયાર છે એવો તેને પાકો વિશ્વાસ હોય છે. તેને નીચેના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ હોય છે કે “ પ્રભુપર વિશ્વાસ રાખો, ધીરજથી રાહ જુઓ અને તે તમારી મનોઃકામના પૂર્ણ કરશે. જે મનુષ્ય લેવાને તૈયાર છે, તેને સર્વ મળે છે.” આ કરતાં વધારે સ્પષ્ટ શબ્દ બીજા કેવા હોય ?

જે પ્રમાણમાં આપણે તે સર્વશક્તિમાન પરમાત્માના હથિયાર બનીને કામ કરતાં શીખીશું,તે પ્રમાણમાં પરિણામની ચિંતા આપણે ઓછી કરવી પડશે અને ચિંતા ઓછી તેટલી શાન્તિ વધારે રહે છે તથા દિવસોના વહેવા સાથે શાંતિનું બળ વધવા લાગે છે. આ પ્રમાણે જેણે પરમાત્માપર પૂર્ણ વિશ્વાસ રાખીને આવી શાન્તિ પ્રાપ્ત કરી હોય છે તેજ કહી શકે છે કેઃ—

“ હું ઉતાવળથી નહિ પણ ધીરજથી કામ કરૂં છું, કારણ કે ઉતાવળથી શું પ્રાપ્ત થવાનું છે? હું શાશ્વત માર્ગનો પથિક છું અને જે વસ્તુતઃ મારૂં છે તે તો મને મળશેજ. જાગતાં અને ઉંઘતાં, દિવસે અને રાત્રે **હું જે મિત્રોને શોધું છું તે મિત્રો મને પણ શોધે છેજ.** કોઈ પણ તોફાની પવન મારી જીવનનૌકાને અવળે માર્ગે દોરવાને તથા મારા ભાગ્યના પ્રવાહને ફેરવવાને સમર્થ નથી. જેવી રીતે સમુદ્ર પોતાના સજાતીય જળને પીછાને છે અને પર્વત ઉપર ઉત્પન્ન થતા ઝરાને નદીરૂપમાં ફેરવી પોતાના તરફ આકર્ષે છે,તેવીજ રીતે પવિત્ર આનંદી આત્મા તરફ શુભ વસ્તુ પણ આકર્ષાય છેજ. જેમ રાત પડતાં તારાઓ અવશ્ય પ્રકાશે છે અને જેમ દરિયામાં ભરતી–ઓટ નક્કીપણે થાય છે, તેજ પ્રમાણે જે મારૂં છે તે મને પણ અવશ્ય મળશેજ. તેમાં સમય, સ્થાન, ઉંચાઈ, નીચાઇ કાંઇ પણ અંતરાયભૂત થઇ શકે તેમ નથી.”



# પ્રકરણ ૭ મું

## પૂર્ણ શક્તિની પ્રાપ્તિ

ઈશ્વર અનંત શકિતમય છે અને જે પ્રમાણમાં આપણાં અંતઃકરણ એ અનંત શકિતમય પરમાત્મા તરફ ખુલ્લાં રાખીશું, તે પ્રમાણમાં આપણામાં પણ તે શકિત પ્રકટ થશેજ. ઈશ્વરને સર્વ વસ્તુ શકય હોવાથી ઈશ્વરની સાથે એકતા અનુભવનારને પણ કશું અશકય રહેતું નથી. સર્વ વસ્તુઓના નિયામક પ્રભુની સાથે એકતા અનુભવવી એમાંજ અપાર સામર્થ્યનું રહસ્ય રહેલું છે; અને જે પ્રમાણમાં આપણે આ એકતા અનુભવીશું, તે પ્રમાણમાં સર્વ લૌકિક મર્યાદાઓને આપણે ઉલ્લંઘી જઇશું.

જો ઉપલો નિયમ સત્ય હોય (અને તે સત્યજ છે) તો પછી શક્તિ પ્રાપ્ત કરવાને માટે જ્યાં ત્યાં ફાંફાં માર્યા કરવાથી લાભ શો? તે પ્રાપ્ત કરવાને આ અથવા પેલી બાબતનો અભ્યાસ કરવાથી ફાયદો શો? પર્વતના શિખર તરફજ ચાલ્યા જવાને બદલે તેની ખીણોમાં અને બાજુઓમાં ભટકવાથી લાભ શો? આ સંસારનાં સર્વ ધર્મપુસ્તકોમાં મનુષ્યને જે સર્વ પ્રાણીઓથી શ્રેષ્ઠ બતાવવામાં આવ્યો છે, તે તેના બે હાથ ને બે પગવાવાળા શરીરને લીધે નહિ પણ તેના દૈવી સ્વભાવને લીધે છે. એવાં ઘણાં મોટાં અને બળવાન પશુઓ આ જગતમાં છે કે જેના ઉપર સ્થૂલ દૃષ્ટિએ મનુષ્યનું સ્વામીત્વ ચાલી શકતું નથી; પરંતુ પોતાને સ્વાભાવિક રીતે મળેલી માનસિક, નૈતિક અને આત્મિક શક્તિઓનો ઉપયોગ કરવાથી તે પશુઓ ઉપર પોતાનું સ્વામીત્વ ચલાવી શકે છે. જે કામ શરીરબળથી નથી થતું, તે મનોબળથી થઇ શકે છે. જે પ્રમાણમાં મનુષ્ય પોતાને જડ શરીર માનતો અટકીને આત્માતરીકે ઓળખવા લાગે છે, તથા એવા પ્રકારનું જીવન ગાળવા માંડે છે, તે પ્રમાણમાં બીજા મનુષ્યો કરતાં તેની શકિતમાં વધારો થતો ચાલે છે. દુનિયાના ધાર્મિક સાહિત્યમાં જ્યાં જ્યાં જે જે ચમત્કારો વર્ણવ્યા છે; તે ચમત્કારો માત્ર તેજ સમયમાં અથવા તેજ સ્થાનમાં બની શકે, એમ સમજવાનું નથી. ચમત્કારને વાસ્તે કાંઇ અમુકજ યુગ કે ઠેકાણું હોવું જોઇએ, એવું નથી. જે કાંઇ ભૂતકાળમાં બની શક્યું

છે તે સર્વ આજે પણ તે નિયમોનો આશ્રય લેવાથી બની શકે તેમ છે. જેઓ પરમાત્મા સાથે એકતા અનુભવીને તેની શક્તિઓના દ્વારરૂપ બન્યા હતા, તેવા મનુષ્યોએજ તે ચમત્કારો પણ કર્યા હતા.

હવે પ્રશ્ન એ થાય છે કે, ચમત્કાર એટલે શું? શું ચમત્કાર એ કોઇ અલૌકિક બનાવ છે? સામાન્ય મનુષ્યો સામાન્ય સ્થિતિમાં જે કામ કરી શકે, તેના કરતાં જે બનાવ ઉચ્ચ પ્રકારનો હોય તેનેજ અલૌકિક કહી શકાય. ચમત્કારનો અર્થ આ સિવાય બીજો નથી. સર્વવ્યાપી, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્મા સાથે જેણે પોતાની એકતા અનુભવી છે, તેવો મનુષ્ય ઇશ્વરી નિયમો અને શક્તિઓનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેનો ઉપયોગ કરે છે; તેને મર્યાદિત શક્તિવાળા સામાન્ય લોકો ચમત્કાર ગણે છે અને તે ચમત્કાર કરનારને લોકોત્તર માણસ ગણે છે. માટે એવા માણસ જે નિયમોનો અને શક્તિઓનો ઉપયોગ કરે છે, તે નિયમો અને તે શક્તિઓને સમજીને આપણે પણ જો તેનો તેવો ઉપયોગ કરીએ તો આપણે પણ તેવાજ ચમત્કાર કરી શકીએ. સાથે એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે, જેમ જેમ આપણે નીચી દશામાંથી ઉંચી દશામાં આવતા જઇએ છીએ અને જેમ જેમ જડવાદમાંથી અધ્યાત્મવાદ તરફ વળતા જઈએ છીએ, તેમ તેમ ભૂતકાળમાં ચમત્કારરૂપ ગણાતી બાબતો આપણને સામાન્ય અને સ્વાભાવિક લાગવા માંડે છે; અને આજે જે ચમત્કારરૂપ લાગે છે, તે પણ તેજ રીતે ભવિષ્યમાં આપણને સ્વાભાવિકજ લાગવા માંડશે. સંસારમાં શરૂથીજ આમ ચાલ્યું આવે છે.

જે મનુષ્યે ઈશ્વરની સાથે એકતા અનુભવી હોય છે, તે ચમત્કારી લેખાતાં કાર્યો કરે છે અને પોતાના ઉચ્ચ શક્તિઓ સાથેના અનુભવને લીધે બીજા મનુષ્યોથી તે જૂદો પડી આવે છે.

જે કામ એક મનુષ્ય કરી શકે તે બીજો પણ કરી શકે. કેમકે સર્વત્ર એકજ નિયમ પ્રસરી રહેલો છે. હા, શક્તિમાન થવું અથવા શક્તિહીન થવું, એ તો આપણા પોતાનાજ હાથમાં છે. જે મનુષ્યને પૂર્ણ વિશ્વાસ આવે છે કે, હું ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકીશ, તેજ મનુષ્ય તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્ય જે જે મર્યાદાઓ પોતાને માટે બાંધે છે, તે મર્યાદાઓજ તેને આગળ વધતો અટકાવે છે. જેમ દૂધમાંની મલાઇ દૂધ કરતાં ઉત્તમ હોવાથી ઉપરજ તરી આવે છે, તેમ જગતમાં પણ જેઓ પોતામાં રહેલી

ઉચ્ચ શક્તિઓને કેળવવા ઈચ્છે છે, તેઓ પણ બીજાઓ કરતાં ઉત્તમ હોવાથી સામાન્ય મનુષ્યોની ઉપરજ તરી આવે છે.

આપણે બાહ્યસંજોગોવિષે ઘણી બાબતો સાંભળીએ છીએ; પરંતુ આ વાત ખાત્રીપૂર્વક માનવી કે, કાંઇ સંયોગો માણસને બનાવતા નથી પણ મનુષ્યજ સંયોગોને બનાવે છે; માટે તેણે સંયોગોને પોતાની ભાવના પ્રમાણે બનાવવા જોઇએ. જ્યારે આ વાત આપણને સારી રીતે સમજાશે, ત્યારે આ વાત પણ માલૂમ પડશે કે, આપણી પરિસ્થિતિમાંથી બહાર નીકળવું એ ઘણી વખત તો જરૂરનુંજ હોતું નથી. કારણ કે આપણે એજ પરિસ્થિતિમાંથી કેટલુંક શીખવાનું હોય છે; અને પ્રાપ્ત શક્તિનો યોગ્ય ઉપયોગ કરીએ, તો એ વર્તમાન સ્થિતિમાંથી પણ હિતાવહ સંયોગોને ઉત્પન્ન કરી શકીએ તેમ છીએ.

ઉપલું ધોરણ વંશપરંપરાગત સંસ્કારને પણ લાગુ પડે છે. તેથી આ પ્રશ્ન ઘણી વાર પૂછવામાં આવે છે કે, શું વંશપરંપરાગત સંસ્કારો ઉપર પણ જય મેળવી શકાય? પરંતુ જેને પોતાના સાચા સ્વરૂપનું જ્ઞાન નથી હોતું, તેજ આવો પ્રશ્ન પૂછે છે. એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો આપણે એમ માનીએ કે, વંશપરંપરાના સંસ્કારો પર આપણે જય નહિ મેળવી શકીએ, તો આપણે જય પામીશું નહિ અને જેવી ને તેવીજ સ્થિતિ રહેશે. આપણને જેમ જેમ આપણા સ્વરૂપનું ભાન થતું ચાલશે અને આપણી પ્રચંડ શક્તિઓનો ખ્યાલ આવશે, તેમ તેમ વંશપરંપરાગત હાનિકારક સંસ્કારો જરૂર ઘટવા માંડશે; અને આપણા પરમાત્મસ્વરૂપનો પૂર્ણ અનુભવ થતાં તે સર્વ સંસ્કારો સમૂળા પણ નાશ પામશે. એક કવિ કહે છે કેઃ—

"એવી એક પણ ટેવ નથી કે તેનાપર જય ન મેળવી શકાય. આ ખરાબ ટેવ તો બાપદાદાથી ઉતરી આવેલી છે; અથવા તો અમુક ટેવ કે સ્વભાવ આપણા જીવનને નીરસ અને શિક્ષાપાત્ર બનાવે છે; એવું કહી માનતા પણ નહિ ને બોલતા પણ નહિ."

તારા પિતા અને પ્રપિતા માટે પણ તે મહાન શક્તિ તૈયાર હતી; અને હવે તારે માટે પણ તે એકપગે તૈયાર છે. એ શક્તિ અત્યંત મજબૂત, સુંદર અને દૈવી છે; અને તેનાપર વિશ્વાસ રાખનારને વિજય ચોક્કસ અપાવે છે.

**એવું એક પણ ઉચ્ચ પદ નથી, કે જ્યાં તું ચઢી ન શકે.**

વખત જતાં તું સઘળા વિજય પ્રાપ્ત કરી શકીશ. માટે તારી ગમે તેવી ભૂલો થઈ હોય અને થાય તોપણ તું સુસ્ત થઈને પડી રહેતો નહિ, પણ ઈશ્વરી રક્ષણરૂપી ઢાલપર આધાર રાખીને પ્રયત્નવાન રહેજે.

સંસારમાંની એકે એક ટેવ અને વાસના ઉપર તું જય મેળવી શકે તેમ છે. કેમકે તું પણ તે અનંત પરમાત્માનોજ એક ભાગ છે કે જે પરમાત્માના બળ આગળ કશુંજ ટકી શકે તેમ નથી.

ઘણા મનુષ્યો હલકા પ્રકારનું જીવન એટલા માટે ગાળે છે કે તેમનામાં વ્યક્તિસ્વાતંત્ર્ય હોતું નથી. શું તમારે આ જગતમાં પ્રભાવશાળી બનવું છે ? તો પછી તમારા પોતાનાપરજ આધાર રાખો—સ્વતંત્ર બનો. તમારી જાતને સાધારણ મનુષ્યમાં ન ગણો અને 'અમે રંક છીએ, અમારાથી શું થશે' એમ પણ ન બોલો.

જેગનામાં વ્યક્તિસ્વાતંત્ર્ય નથી અને જેઓ પોતાની જાતને અયોગ્ય રૂઢિનાં બંધનોને વેચી ચૂક્યા છે, તેવા રૂઢિના ગુલામોને આધીન રહો છો, તેથીજ તમારી અનિષ્ટ દશાને તમે લંબાવો છો; અને એક એવો વખત પણ આવશે કે તમે જેમને ખુશ રાખવાને માટે અનિષ્ટ રૂઢિઓ સ્વીકારી હશે, તેઓ પણ તે બદલ તમારા તરફ અભાવ દર્શાવશે.

જો તમે ડહાપણ વાપરીને તમારૂં વ્યક્તિત્વ જાળવી રાખો તો તમે તમારી જાતના સ્વામી બનો છો; અને વધારે ઉચ્ચ તથા લાભદાયક સ્થિતિ મેળવવામાં એ વ્યક્તિત્વ બહુજ ઉપકારક થઇ પડે તેમ છે. બીજાઓમાં ઘેટાંની માફક ભળી જવાથી તેઓ તમને જે માન આપશે, તેના કરતાં તમારૂં વ્યક્તિત્વ બતાવવાથી સમજુ માણસો તમારાવિષે સારો અભિપ્રાય બાંધશે. **ખરો વીરપુરુષ સર્વને પોતાના તરફ આકર્ષે છે અને સર્વ તેનાપર વિશ્વાસ રાખે છે.**

પરમાત્મા સાથેના પોતાના સંબંધનું ભાન થવું એજ મહત્ત્વની વાત છે; અને જગતમાં કરવા યોગ્ય મુખ્ય કાર્ય પણ એજ છે. "સંયોગો પ્રમાણે ચલાવી લેવું એ શું ઠીક નથી ?" એવો પ્રશ્ન પૂછવામાં આવે તો એકજ જવાબ આપી શકાય કે, **સારી નીતિ તો અંતરાત્માને માન આપીને ચાલવું એજ છે;** કેમકે જેવી રીતે દિવસ પછી રાત્રિ નક્કીપણે આવે છે, તેમ અંતરાત્માને વફાદાર રહેનાર પણ નક્કીપણે કોઇને દગો દેતો નથી.

જો આપણે પરમાત્મા ઉપર વિશ્વાસ રાખીને લોકોના અભિ-

પ્રાયથી નહિ ડરીએ, તો પ્રભુ પણ અવશ્ય આપણને સહાય આપશે. જો લોકોને ખુશ કરવામાટેજ આપણે જીવન ગાળીએ તો લોકો તેથી ખરા અર્થમાં કદાપિ ખુશ થતા નથી. ઉલટા જેમ જેમ તેમને ખુશ કરવાને આપણે તેમના ગુલામ બનતા જઇએ છીએ, તેમ તેમ આપણા તરફ તેમની માગણીઓ વધતીજ જાય છે. **તમારૂં જીવન કેમ દોરવવું અને ખીલવવું એ માત્ર તમો અને તમારા પ્રભુ વચ્ચેનો સવાલ છે.** આમ છતાં જો તમે સર્વસાધારણ લોકો તરફ દોરવાઇ જાઓ છો, તો તમે ખોટા માર્ગે ચડવાના ભયમાં છો.

જ્યારે આપણને આપણા આંતરિક સ્વારાજ્યનું ભાન આવે છે અને સર્વનિયંતા પરમાત્માને આપણા જીવનનું મધ્યબિંદુ બનાવીએ છીએ, ત્યારે આપણે પોતેજ નિયમરૂપ બનીએ છીએ અને રૂઢિઓના ગુલામોને અનિષ્ટ રૂઢિઓમાંથી મુક્ત કરવાનું કામ હાથ ધરી શકીએ છીએ.

એ પરમાત્મારૂપી મધ્યબિંદુ જ્યારે પણ આપણા હાથમાં આવે છે, ત્યારે તે મનોહર સરળતા કે જે મહાન પુરુષને આકર્ષણીય બનાવે છે, તે આપણામાં પણ ઉતરે છે અને બધો આડંબર જતો રહે છે. કારણ કે **જેનામાં નિર્બળતા હોય છે, તેજ બહારનો વિવેક અને આડંબર રાખે છે.** જે કોઇ બહારના ડોળવડે બીજાને આંજવા ફરે છે, તેમનામાં કાંઈ પણ ખાસ ખામી અવશ્ય હોવી જોઇએ.

આ સ્થળે પૂંછડી કાપેલા ઘોડાપર સ્વારી કરનાર મનુષ્યની વાત મને યાદ આવે છે. પોતા તરફ લોકોનું ધ્યાન ખેંચવા સારૂજ તે ઘોડાની પૂંછડી કાપવાની ઘાતકી રીત સ્વીકારે છે.

પણ જે આ પ્રમાણે બીજાઓને મૂર્ખ બનાવવા ઇચ્છે છે, તે પોતેજ મૂર્ખ બને છે. કારણ કે જેમનામાં ખરૂં જ્ઞાન અને વિવેકશકિત હોય છે, તેઓ તો અમુક વ્યક્તિ શા ઉદ્દેશથી અને કયા કારણથી અમુક કામ કરે છે, તે તરતજ સમજી જાય છે.

**જે કોઈ સ્વાભાવિક રીતે પોતાનું સામર્થ્ય વાપરે છે, તેજ ખરો મહાન પુરુષ છે.** જે મનુષ્યોને પોતાની મૂળશક્તિ—આત્મશકિતનું ભાન થયું હોય છે, તેઓ બીજાઓ જુએ—જાણે તેવું કામ ઓછું અને નાછૂટકેજ કરતા જણાય છે; છતાં વસ્તુતઃ તેઓજ મહાન કર્મયોગી હોય છે. એમનો અનંત

ચૈતન્ય સાથે સંબંધ થયેલો હોવાથી તેઓ ઉચ્ચ સ્થિતિમાં રહીને ઉચ્ચ શકિતઓવડે કામ કરે છે, તેઓ સર્વ જોખમદારીઓથી પણ મુક્ત–નચિંત રહે છે; કારણ કે તેઓ સમજી ચૂકયા હોય છે કે, તેમની અંદર અનંતશક્તિજ કાર્ય કરી રહી છે અને તેઓ તો તે શક્તિના માત્ર હથિયારરૂપજ છે.

સર્વોત્તમ શકિતને પ્રાપ્ત કરવાનું મુખ્ય રહસ્ય અને સાધન એ છે કે, કાર્ય કરવાનાં બાહ્યસાધનો સાથે આપણી આંતરશકિતનો સંબંધ સાધવો. જો તમે ચિત્રકાર હો તો જેટલા પ્રમાણમાં તમે એ કાર્ય સાથે તમારી આંતરશકિતઓનો સંબંધ–ઉપયોગ કરો છો, તેટલા પ્રમાણમાં તમે ઉત્તમ પ્રકારના ચિત્રકાર બનો છો. તમારા આત્માદ્વારા જે પ્રેરણા તમને મળે છે, તેના કરતાં વધારે ઉચ્ચ ચિત્ર બીજે પ્રકારે તમે કદી પણ બનાવી શકશો નહિ. તમારા અંતરમાં ઉચ્ચ પ્રેરણા આવવાને માટે તમારે કરવાનું માત્ર એટલુંજ કે, તમારા અંતઃકરણરૂપી દ્વારને પરમાત્માની પ્રેરણા ઝીલવાને લાયક બનાવી ખુલ્લું રાખવું જોઈએ.

શું તમારે છટાદાર વક્તા થવું છે? જેટલા પ્રમાણમાં તમે ઉચ્ચ શકિતઓ સાથે સંબંધમાં આવશો અને તેને અનુસરીને વર્તશો, તેટલા પ્રમાણમાં તે શકિતઓ તમારાદ્વારા બોલવા લાગશે અને તમે મનુષ્યોનાં મન જીતવાની અને તેમને સન્માર્ગે વાળવાની શકિત પ્રાપ્ત કરશો. જો તમે બરાડા પાડયા કરીને અને હાથ-પગ પછાડયા કરીને કેવળ સ્થૂલસાધનોનોજ ઉપયોગ કરશો, તો તેનું પરિણામ પણ તેવુંજ આવશે; અને જો તમે હૃદયનું દ્વાર ખુલ્લું રાખી પરમાત્મા તરફ વળશો તો તેનોજ અવાજ તમારાદ્વારા બોલવા લાગશે અને તેથી તમે સત્ય અને અસરકારક વકતા થઈ શકશો. ટુંકમાં એજ કે જેટલા વધારે અંતર્મુખ બનશો તેટલી તમારાદ્વારા ઈશ્વરી શકિત વધારે પ્રકટ થશે.

જો તમારે ગાયક થવું હોય તો તે શકિતને માટે ઈશ્વર તરફ તમારા હૃદયને ખુલ્લું મૂકો, એટલે ઈશ્વરી નાદ તમારામાં સૂરના રૂપમાં પ્રકટ થશે. બીજી રીતે તમે ગમે તેટલો અભ્યાસ કરો, તોપણ ઉપલે રસ્તે તમે જેટલો લાભ મેળવી શકશો, તેટલો બીજે રસ્તે મેળવી શકશો નહિ. કેમકે જેનામાં ગાયનકળાના સામાન્ય જ્ઞાનની સાથે પરમાત્માની સાથે એકતા અનુભવવાની કુંચી હોય છે, તેના અંતરમાંથી એવા તો મધુર અને આહ્લાદક સૂર નીકળે છે,

કે જેની સાંભળનારાઓ ઉપર ન ભૂંસાય તેવી અસર થાય છે.

ગરમીના દિવસોમાં જ્યારે મારો તંબુ કોઇ જંગલમાં હોય છે, ત્યારે કોઇ કોઇ વાર પ્રાતઃકાળમાં હું મારા ખાટલાપર જાગતો પડી રહું છું. પ્રથમ તો તદ્દન શાંતિ હોય છે, પણ પછી ધીમે ધીમે ચીં ચીંના અવાજ કાને પડવા શરૂ થાય છે; અને દિવસ ઉગવા માંડે છે, તેમ તેમ તે અવાજ વધતા ચાલી છેવટે આખુંજ જંગલ મધુર ગીત ગાઈ રહ્યું હોય એવો ખ્યાલ આવે છે! આ મધુર ધ્વનિ કાઢવામાં જાણે કે વૃક્ષો, પાંદડાં અને ઝાડીઓ સર્વ ભાગ લેતાં હોય એવુંજ મને રોજ લાગતું હતું. એક સમયે આ પ્રમાણે કુદરતનો સંગીતમય ધ્વનિ ચાલી રહ્યો હતો, ત્યારે મેં વિચાર્યું કે, સંગીતશાસ્ત્રમાં આમાંથી કેટલું બધું શીખી શકાય? પક્ષીઓ પાસે પણ આપણે કેટલું બધું જાણી શકીએ?

જે રીતે પક્ષીઓ કુદરતી ઉચ્ચ શક્તિઓ તરફ પોતાનાં હૃદય-દ્વાર ખુલ્લાં રાખીને તે શક્તિઓને પોતાની અંદર કાર્ય કરવા દે છે, તેજ પ્રમાણે જો આપણે પણ આપણામાં તે શક્તિઓને કામ કરવા દઇએ તો શું આપણે પણ લોકોનાં મન ખેંચી ન શકીએ? ભગવાન શ્રીકૃષ્ણ અને ગ્રીસદેશના મહાત્મા ઑર્ફીઅસ પોતાના મધુર ધ્વનિથી મનુષ્યોના, પશુ-પક્ષીઓના અને છેવટે વૃક્ષોના તથા નદીઓના આત્મા પણ પોતાની તરફ હરી લેતા, તેમાં આ પ્રયોગસિવાય બીજું શું હોઇ શકે?

મિ૦ સેંકી નામનો એક સારો ગાયક છે. તેણે ડેન્વર નામના શહેરમાં પોતાનું અતિ પ્રખ્યાતિ પામેલું ગાયન ગાઇ બતાવવા પહેલાં પોતાનું જીવનવૃત્તાંત નીચે પ્રમાણે કહી સંભળાવ્યું હતું:—

"મેં મિ૦ મુડી નામના મારા મિત્રની સાથે ગ્લાસ્ગોથી એડીનબરો જતાં એક સ્થળે પુસ્તકો વેચનારની દુકાનેથી એક ધાર્મિક વર્તમાનપત્રની એક નકલ એક આનો આપીને લીધી. અમે બન્ને જણ ગાડીમાં જતા હતા, તે વખતે તે વર્તમાનપત્રનાં પાનાં ફેરવતાં મારી દૃષ્ટિ તેમાંની એક કવિતાપર પડી. મિ૦ મુડી તરફ વળીને મેં કહ્યું કે, મારે જોઇતું ગાયન મને મળી આવ્યું. મુડી એ સમયે પોતાના વિચારમાં મગ્ન હતો, તેથી તેણે મારા કથનપર ધ્યાન આપ્યું નહિ. મને એ ગાયનનો સૂર નક્કી કરવાનો સમય મળ્યો નહિ, જેથી મારા ગાયનોના પુસ્તકમાં તે કવિતાવાળો કકડો વર્તમાનપત્રમાંથી કાપીને એમનો એમજ મેં મૂકી દીધો."

"એક દિવસ એડીનબરોમાં મોટી સભા મળી. તે સમયે ડૉ૦ બોનરે 'સાધુચરિત્ર ભરવાડ' એ વિષય ઉપર ઘણું સારૂં ભાષણ આપ્યું. તે પછી મિ૦ મુડીએ મને એક ગાયન લલકારવા કહ્યું. મારા મનમાં ત્રેવીસમું ભજન ગાવાનો વિચાર આવ્યો, પણ તે મેં ઘણી વાર ગાયું હતું તેથી પછી તે વર્તમાનપત્રવાળુંજ ગાયન ગાવા મેં વિચાર્યું. એ ગાયનનો રાગ મને માલૂમ ન હતો, તેમજ તેનો રાગ બેસાડવાનો સમય પણ મને મળ્યો ન હતો. આથી હું જરા ગુંચવાયો કે હું તે શી રીતે ગાઇ શકીશ? પછી છેવટે એવો વિચાર સૂઝ્યો કે, તેનો રાગ ગમે તે હોય પણ હું તો તે ગાઇશજ. પછી તે ગાયનને મેં મારી સામે મૂક્યું; વાજું વાગવા લાગ્યું અને મોં ખોલીને મેં ગાવાનો પ્રારંભ કર્યો! પહેલી કડી પૂરી કરી; લોકો એકચિત્તે સાંભળતા રહ્યા; મેં એક લાંબો શ્વાસ લીધો અને આવી સારી રીતે શું હું બીજી કડી પણ ગાઇ શકીશ! એવું મનમાં આશ્ચર્ય થયું. મેં પ્રયત્ન કર્યો, અને પછી તે કામ પણ સુગમ થયું! છેવટે ભજન પૂરૂં થયું ત્યારે તેનો એટલો બધો પ્રભાવ પડેલો જણાયો કે આખી સભા ગાવાની ઢબથી છક થઇ ગયેલી જણાઇ અને અનેક મનુષ્યો તો અશ્રુ સારી રહ્યાં હતાં! મારા જીવનનો એ ઘણો બારીક સમય હતો; પરંતુ મિ૦ મુડી કહેવા લાગ્યો કે, આવું સારૂં ગાયન પૂર્વે મેં કદી સાંભળ્યું નથી. પછી એ ગાયન જ્યાં ત્યાં ગવાવા લાગ્યું અને મારી કીર્તિ સર્વત્ર વ્યાપી રહી."

મિ૦ સેંકીની પેઠે જો આપણે પણ ઉત્તમ પ્રેરણા મેળવવા માટે આપણા હૃદયમંદિરને ખુલ્લું રાખીશું તો ત્યાં પણ તે પ્રેરણા જરૂર પ્રવેશ કરશે. આપણે તેમ કરવામાં કસર રાખીએ છીએ, તેથીજ આપણા કામકાજમાં ઓછપ આવે છે.

શું તમે સારા લેખક થવા ધારો છો? તો એમાં પણ વિજયની એક કુંચી યાદ રાખવા જેવી છેઃ–"જે પણ વિચારો તમને વ્યાજબી જણાય તે નિર્ભયતાથી લખીને સત્યવાદી બનો, અર્થાત્ અંતર્યામી પરમાત્માની પ્રેરણાને વફાદાર રહીને લખો–અને જરૂર તમે પણ એક સારા લેખક થઇ શકશો. ગમે તેટલું લાંબુચોડું લખે તોપણ પોતાનામાં હોય તેના કરતાં અધિક સત્વ કોઇ લેખક આપી શકતો નથી; માટે **જેણે વધારે સારૂં લખવું હોય તેણે પોતેજ પ્રથમ તો વધારે સારા બનવું જોઇએ.**"

જે લેખકનું વ્યક્તિત્વ મહાન હોય, જેનો ઉદ્દેશ ઉચ્ચતર હોય, જેની લાગણીઓ ઉંડી હોય અને જે નિરંતર દિવ્ય પ્રેરણા તરફ પોતાનાં હૃદયદ્વાર ખુલ્લાં રાખતો હોય; તેના લખાણમાં પણ એવાં અવર્ણનીય સૌંદર્ય, જ્વલંત શક્તિ અને હૃદયસ્પર્શિતા ઉભરાઈ જાય છે, કે જેથી વાચકોના હૃદયમાં પણ તે લેખકે અનુભવેલા ભાવો અને ભાવનાઓ ઉપજ્યાવિના રહેતાં નથી.

ઉત્તમ વાંચનારાઓ તો લેખકના શબ્દોની પેલી પાર જઈને તેનું હૃદય પણ વાંચી શકે છે; લેખકનો આત્મા તે શબ્દોદ્વારા તેના હૃદયમાં પ્રકટ થાય છે; અને તેથીજ તેના ભાવ અને પ્રેરણા વાંચનારમાં ઉત્પન્ન થાય છે. આથીજ આવા લેખકોનાં લખાણ બીજાં સામાન્ય પુસ્તકોથી જૂદાં પડી જઇ અસાધારણતરીકે ગણાય છે.

પ્રભાવશાળી લેખક પોતાની આત્મિક શકિત પુસ્તકમાં રેડતો હોવાથી તે ત્વરાથી વેચાય છે; કારણકે એવું પુસ્તક દરેક મનુષ્ય જાતે વાંચે છે અને પોતાના મિત્ર-સ્વજનોને વાંચવા ભલામણ કરે છે. ઈમર્સન ઠીકજ કહે છે કે "સારૂં પુસ્તક જગતમાં ફરતુંજ ફરે છે; તે સારા સારા મનુષ્યોના હાથમાં જાય છે અને તેઓ તેને આનંદથી વાંચીને પછી બીજા પોતાના સજાતીય વિચારના મનુષ્યો પાસે લઇ જાય છે. આ પ્રમાણે તે પુસ્તક અનેક ડાહ્યા અને ઉદાર પુરુષોને પોતા તરફ આકર્ષે છે, તેઓના અસ્પષ્ટ વિચારોને સ્પષ્ટ કરે છે; ઉગતા વિચારોને પુષ્ટ કરે છે અને પોતાની જાતને વધુ ને વધુ પ્રસિદ્ધિ આપે છે."

આવા ગ્રંથકારો પોતાની પ્રસિદ્ધિમાટે પુસ્તક લખતા નથી, પણ ઉચ્ચ વિચારોની લોકોના હૃદયપર અસર થાય તથા લોકોને તે પુસ્તકદ્વારા એવી પ્રેરણા મળે, કે જેથી તેઓનું જીવન વધારે વિશાળ, મધુર, સુંદર અને પરિપૂર્ણ બને; તેઓને પોતાની આંતરિક ઉચ્ચ શક્તિઓના જ્ઞાન ઉપરાંત તે ઉચ્ચ શક્તિઓને અને ઉચ્ચ આનંદને પણ તેઓ પ્રાપ્ત કરી શકે. અસામાન્ય લેખકો એવાજ આશયથી પુસ્તકો લખે છે અને તેથીજ તેઓ વધારે સારૂં કામ અને લોકસેવા બજાવી શકે છે.

આવા ઉચ્ચકક્ષ આત્માઓ સિવાયના બીજા બધા લેખક માત્ર નિયમનાજ ગુલામ હોય છે. અને તેથી તેઓ પોતાની શકિતને ખીલવા નહિ દેતાં ગાડરીઆ પ્રવાહ પ્રમાણેજ ચાલે છે. હાલનો એક સારો ગ્રંથકાર લખે છે કે "મારા પુસ્તકમાં તાડના

ઝાડની ગંધ આવશે, માખીઓના ગણગણાટથી તે ગાજી ઉઠશે અને મારી બારીપર બેસી પોતાની ચાંચમાં ઘાસનું તણખલું અથવા દોરીનો કકડો લઈ જનાર ચકલી પણ મારી વાર્તામાં ભાગ લેતી જણાશે." આના જવાબમાં હું કહું છું કે "પ્રિય લેખક! તમારા જેવા કોઇ કોઇ નિડર અને મહાન ગ્રંથકારોનાં પુસ્તકો વાંચીને પછી પોતાને સુધારવાને બદલે લોકોને બોધ આપવા નીકળી પડેલા સંખ્યાબંધ લેખકોનાં નજીવાં પુસ્તકો કરતાં–આ તમારી તાડના ઝાડની સુગંધ અને માખીઓના ગણગણાટને હું વધારે આવકારદાયક ગણીશ."

શેકસપિયરપર એવો આરોપ મૂકવામાં આવે છે કે, તેણે પોતાના ગ્રંથોમાં પૂર્વના ગ્રંથોમાંથી થોડા યા વધારે ઉતારા કર્યા છે. તેના જવાબમાં લેન્ડોર કહે છે કે "અસલના કરતાં તેનામાં પોતાના વિચારોની અધિકતા છે. તેણે મૃતશરીરોમાં જીવન-શક્તિનો સંચાર કર્યો છે." આવા મનુષ્યો સંસારને ચાલુ ચીલે ચાલતા નથી, પણ સંસારને પોતાને ચીલે ચલવે છે.

સારો લેખક અમુક જડ નિયમોનો ગુલામ બની રહેવાનું પસંદ કરતો નથી. તે તો હૃદયસ્થ પરમાત્માના એક લહીયાનુંજ કામ કરે છે, કે જેથી જગતમાં રહેલા પોતાના માનવબાંધવોના દરરોજના જીવનકલહ ઓછા થાય; તેઓના જીવનમાં આશા અને મધુરતાનાં કિરણ રેડાય; અવિચારી અને પશુવૃત્તિનાં પામર મનુષ્યો વિચારશીલ, દયાળુ અને નમ્ર થાય; બીકણ અને સંકોચ પામતી સ્ત્રીઓની ગુપ્ત શક્તિઓ પ્રકટ થઇ તેમનો પ્રભાવ એવો અવર્ણનીય થાય કે જે તેમને પોતાને પણ હેરત પમાડે. આ બધું જેથી કરીને થાય એવુંજ કામ કરવું–એવુંજ જ્ઞાન ફેલાવવું; એજ અસાધારણ લેખકનું કર્તવ્ય હોય છે. જેથી કરીને માણસોને પોતાના આત્માની દિવ્યતા અને અમરપણાનું ભાન થાય, અને જેથી પોતાના આત્માની દિવ્યતાનો સાક્ષાત્કાર તેની સમૃદ્ધિ, શક્તિ અને વૈભવ સાથે થાય; એવાજ માર્ગ તરફ જો લેખક પોતાના વાચકને દોરવી શકે; તો પછી ટીકાકારો તેના પુસ્તકની પ્રશંસા કરે વા નિંદા કરે તેની કશીજ દરકાર કર્યાવિના તે લેખક પોતાને કૃતકૃત્ય માનશે. મોટા તાડોના વનની અંદર શાંત વસંતઋતુનો વાયુ જે અનુપમ સંગીત ઉત્પન્ન કરે છે, તેની આગળ થોડીક સુકી ડાંખળીઓનો ખડખડાટ જેમ હિસાબમાં નથી; તેમ

તેના પુસ્તકે ઉત્પન્ન કરેલી અનુપમ અસર આગળ તે પુસ્તકની કરવામાં આવતી સ્તુતિ કે નિંદા કશાજ મહત્ત્વની નથી.

જો તમે ધર્મગુરુ હો તો બીજાઓના મર્યાદિત–સંકુચિત અભિપ્રાયોની ધુંસરીમાંથી મુક્ત થઇને જેટલા પ્રમાણમાં તમારા અંતર્યામીના દિવ્ય નાદને માન આપતા ચાલશો, તેટલાજ પ્રમાણમાં તમે સારી સત્તાથી બોલી શકશો; તથા ભવિષ્યવાદીઓનાં વચનો શોધવાં પડવાને બદલે તમે પોતેજ ભવિષ્યવાદી થઇ રહેશો. કેમકે એ ઉત્તમોત્તમ માર્ગ જેટલો ભૂતકાળમાં ખુલ્લો હતો, તેટલોજ અત્યારે પણ ખુલ્લો છે અને આ વિશ્વમાં સર્વ શક્તિઓનું મૂળ પણ સર્વ સ્થળે એકજ છે. માટે તમે ચિત્રકાર હો, વક્તા હો, ગાયક હો, લેખક હો, ધર્મગુરુ હો કે ગમે તે હો, પણ આટલું સ્મરણમાં રાખજો કે, **બીજાઓના હૃદયને આકર્ષવાં હોય તો તેની પણ શક્તિ અને લાયકાત તો તે અનંત શક્તિરૂપ પરમાત્માને અનુસરવામાંજ રહેલાં છે,** કે જેથી તે શક્તિ તમારાદ્વારા કાર્ય કરે અને પ્રકટ થાય. જો તમે આ બાબત ધ્યાનમાં નહિ લીધી હોય, તો પછી બીજી સર્વ બાબતોમાં તમે નિષ્ફળ અથવા ફિક્કાજ નીવડશો. જો તમે આ પાયાભૂત યોગ્યતા મેળવવાનું ચૂકયા, તો પછી તમારૂં કામ ત્રીજા નંબરનું કે ચોથા નંબરનું અને બહુ તો કોઈવાર બીજા નંબરનું થશે; પણ તે પહેલા નંબરનું તો નહિજ થાય. કોઈ પણ કામમાં તમે સર્વોપરિપણું તો ભોગવી શકશોજ નહિ.

તમે તમારા આત્માનું–સર્વાત્માનું–પરમાત્માનું–મહત્ત્વ જેટલું પણ વધારે સમજી શકશો, તેટલાજ પ્રમાણમાં તમે તમારા કાર્યમાં ફતેહમંદ થઇ શકશો. જ્યાંસુધી તમે માત્ર તન–મનનીજ અહંતા–મમતામાં રમ્યા કરો છો, ત્યાંસુધી તમે તમારે માટે એવાં બંધનોજ ઉત્પન્ન કર્યા કરો છો, કે જે બંધનો તમને આગળ વધવા દેશે નહિ. જ્યારે તમે તે અનંતશક્તિરૂપ અને અનંત ચૈતન્યરૂપ પરમાત્મા સાથેની તમારી સદાકાળની અને કુદરતી એકતાને સમજશો અને તમારાદ્વારા તે પરમાત્મા કાર્ય કરી શકે એવી રીતે તમારા અંતઃકરણને પવિત્ર તથા હૃદયદ્વારને ખુલ્લું રાખી શકશો; ત્યારે તમે કલ્પના પણ નહિ રાખી હોય એવા અસામાન્ય જીવનનો અનુભવ તમને થતો ચાલશે અને દિવ્યતા પ્રકટતી ચાલશે. એવી સ્થિતિમાં હૃદયની પવિત્રતાના

પ્રતાપે તમે એમ પણ કહી શકશો કેઃ—

"હે પરમાત્મા ! હું મારા જન્મસિદ્ધ હક્કથી તારી સાથે એક છું; અને સર્વ સ્વર્ગીય શક્તિઓ પણ પૃથ્વીના છેડાસુધી આ દિવ્ય હક્ક પ્રકટ કરી રહી છે. મારા એ દિવ્ય હક્કનો વિચાર કરૂં છું, ત્યારે મારૂં જીવન ગુલાબની માફક ખીલી ઉઠે છે; તે પરમ સુંદર સુગંધમય વાતાવરણ મારી ઉપર અને સર્વ બાજુએ વ્યાપી રહે છે; આત્માના ઉંડાણમાં આનંદનું મધુર ગીત સાંભળું છું અને દેવતાઓ પણ ભેગા મળીને સુંદર ગીત ગાતા હોય તેવી અસર અનુભવું છું. વળી અંતર્યામીની શકિત મારી ચારે બાજુએ ચળકતી દિવાલની માફક ફરી વળતી હોય અને મને આ પૃથ્વીપરથી ઉંચે લઇ જતી હોય એવું પણ લાગે છે."

# પ્રકરણ ૮ મું—વૈભવપ્રાપ્તિ

પરમાત્મા સર્વ રિદ્ધિ—સિદ્ધિના સ્વામી છે. સર્વ વસ્તુઓ અને સ્થિતિઓ તેમાંથીજ ઉદ્‌ભવે છે. એવા અનંત જ્ઞાન—શકિતમય પ્રભુની સાથે જેને એકતાની પ્રતીતિ અને અનુભૂતિ થયેલી હોય છે તે જેવી રીતે લોહચુંબક લોઢાને આકર્ષે છે, તેમ સર્વ વસ્તુઓને પોતાના તરફ આકર્ષે છે.

જે મનુષ્ય નિરંતર મનમાં ગરીબાઇનાજ વિચાર કર્યા કરે છે, તેને તેવાજ સંયોગો મળતા રહે છે અને તેથી તે ગરીબજ રહે છે; અને જે ગમે તેવી સ્થિતિ છતાં પણ પવિત્ર આચરણપૂર્વક વૈભવનાજ વિચારો કર્યા કરે છે, તે સમૃદ્ધિજ મેળવે છે. આકર્ષણનો જે નિયમ સર્વત્ર વ્યાપી રહેલો છે, તેની સાથે આ નિયમ પણ તેટલોજ સંબંધ રાખે છે કે, **દરેક વસ્તુ પોતાના જેવી—સ્વજાતીય વસ્તુને પોતાના તરફ આકર્ષે છે.** હકીકત આવી હોવાથી વિશ્વના સર્વ પદાર્થોના ઉદ્‌ભવસ્થાનરૂપ પરમાત્મા સાથેના આપણા સદાકાળના ઐક્યનો અનુભવ જેમ જેમ આપણને વિશેષ થતો જાય છે, તેમ તેમ સૃષ્ટિના વસ્તુસમુદાયમાંથી આવશ્યક સર્વ વસ્તુઓ વિપુલતાથી પ્રાપ્ત કરવાની શકિત આપણે મેળવતા ચાલીએ છીએ; અને તેનાવડે આપણે ચાહીએ તે પ્રાપ્ત કરી શકીએ છીએ.

જેમ પરમાત્મા સર્વ પદાર્થોમાં છે, તેમ સર્વ પદાર્થો પણ

પરમાત્મામાંજ રહેલા છે; તેથી જેટલા પ્રમાણમાં મનુષ્ય સર્વ પદાર્થોમાં ઈશ્વરને રહેલો જાણી શકે છે તથા એ જ્ઞાનને અનુસરીને જેટલા પ્રમાણમાં તે ઉત્તમ જીવન ગાળે છે, તેટલા પ્રમાણમાં જે કાંઇ પરમાત્માનું છે તે પણ તેનુંજ બની રહે છે. મનુષ્ય પોતાને જેટલા પણ પ્રમાણમાં તેની પાસેથી લઈ શકવા જેવી સ્થિતિમાં મૂકે છે, તેટલા પ્રમાણમાં પરમાત્મા પણ તેને ઉદારતાથી આપે છે. હા, **સારી વસ્તુઓ તે કોઇને પરાણે કે વગર લાયકાતે આપતો નથી.** કેમકે આપે તો સામાને નુકસાનજ થાય.

ખરૂં ધર્મિષ્ઠપણું એજ ખરૂં જ્ઞાનીપણું છે. કેમકે જ્ઞાની મનુષ્ય પોતાની શક્તિઓ સત્કાર્યમાંજ યોજે છે અને જગદીશ્વર પણ તેવાંજ કાર્યો અને તેવાંજ મનુષ્યો માટે પોતાના ભંડાર ખુલ્લા રાખે છે. જેટલા પ્રમાણમાં તેની આકાંક્ષા યોગ્ય અને ડહાપણભરેલી હોય તેટલા પ્રમાણમાં ઈશ્વરી ખજાનામાંથી તે પૂરીજ પડે છે. આમ કરતાં કરતાં **મનુષ્યને જ્યારે સૃષ્ટિના ઉચ્ચ નિયમોમાં અને નિયંતા પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ આવશે, ત્યારે તો નિર્ધનતા તેના ઉપર જરા પણ સત્તા ચલાવી શકશે નહિ.**

શું હાલમાં તમે નોકરીવગરના ભમો છો ? તમને સારી નોકરી નહિ મળે, એવોજ ભય જો તમે રાખ્યા કરશો, તો તેવી નોકરી મળવાનો સંભવ ઓછોજ થશે; અને મળશે તોપણ તમારી યોગ્યતા કરતાં હલકા પ્રકારની મળશે. માટે તમારી હાલની સ્થિતિ અને સંયોગો ગમે તેવા પ્રતિકૂળ હોય તોપણ તમારે આ સત્ય વાત તમારા અંતઃકરણમાં પૂર્ણ શ્રદ્ધાથી જાગ્રત રાખવી કે, તમારી અંદર એવી શક્તિઓ રહેલી છે કે જેનામાં હાલમાં જણાતી પ્રતિકૂળ અને હાનિકારક સ્થિતિપર જય મેળવવાનું સામર્થ્ય રહેલું છે. જો તે શક્તિનો તમે આશ્રય લો અને તેનો ઉપયોગ કરો તો લોહચુંબક તરફ જેમ લોઢું ખેંચાતું આવે છે, તેમ નોકરી પણ તમારી તરફ ખેંચાતી આવશે; અને તમે જે નોકરી પ્રથમ ખોઈ હતી, તેના કરતાં પણ સારી નોકરી તમને મળી આવશે; અને તમને એવું કહેવાનો પણ પ્રસંગ આવશે કે " આગલી નોકરી ગઈ તે ઠીકજ થયું, ઇશ્વરે અનુગ્રહજ કર્યો."

જે અનંતશક્તિમય પરમાત્મા સચરાચર વિશ્વને ચલાવે છે, નિયમમાં રાખે છે અને જે સર્વ બ્રહ્માંડોનો નિયંતા છે, તેજ પરમાત્મશક્તિ તમારી અંદર કામ કરી રહી છે, એ સત્ય ખ્યાલ મનમાં

લાવો; અને એ ઉપરાંત તમારા વિચારબળનો પણ ઉપયોગ કરતાં શીખો. કેમકે વિચાર પણ મહાન શક્તિ હોવાથી જો તેનો ઉપયોગ બુદ્ધિપૂર્વક કરવામાં આવે તો તેનું સામર્થ્ય વિલક્ષણ અને કલ્પનાતીત છે. માટે 'તમને યોગ્ય સમયે યોગ્ય નોકરી અવશ્ય મળશે' એવી સતત ભાવના રાખો અને તેને કદી પણ શિથિલ ન બનવા દેતાં આશારૂપી જળથી તેનું સિંચન કરો. આવી ઉચ્ચ ભાવના રાખવાથી તમે **એક એવા દૈવી વર્તમાનપત્રમાં જાહેર ખબર આપો છો કે જેના ગ્રાહકોની સંખ્યા અસીમ છે અને જે પૃથ્વીના આ છેડાથી પેલા છેડાસુધી પ્રસરેલું હોઈ જેની ખ્યાતિ સકલ વિશ્વવ્યાપી છે.** જો તમને એ દૈવી વર્તમાનપત્રમાં યોગ્ય રીતે જાહેરખબર આપતાં આવડે તો બીજાં વર્તમાનપત્રો કે જે જાહેરખબર માટે ઉત્તમ સાધનરૂપ ગણાય છે, તેના કરતાં આ દૈવી વર્તમાનપત્રથી તમને વિશેષ લાભ થશે. જે પ્રમાણમાં ઉચ્ચ નિયમોને તમે પીછાણશો અને તદનુસાર તમારૂં જીવન ગાળશો, તે પ્રમાણમાં તમે આ કામ સંતોષકારક રીતે કરી શકશો, એમાં સંશયજ નથી.

જ્યારે "જોઇએ છે" એવા મથાળાવાળાં વર્તમાનપત્રોનાં કોલમો વાંચો, ત્યારે પણ તે એમ ને એમજ નહિ વાંચતાં એવી ભાવના કર્યા પછીજ વાંચવા માંડો કે 'મારે લાયક નોકરીની ખબરપ્રત્યે મારૂં હૃદય તરતજ સાક્ષી પૂરજો.' જો તમે આ પ્રમાણે પૂર્ણ શ્રદ્ધાથી કરશો તો યોગ્ય નોકરીની જાહેરખબર આગળ તમે આવી પહોંચશો કે તરતજ અંતઃસ્ફુરણ થશે કે, આ નોકરી સ્વીકારવા યોગ્ય છે. આ અંતરના અવાજને તમારા આત્માનોજ અવાજ સમજીને તરતજ તેને અમલમાં મૂકો.

તમને એમ લાગતું હોય કે, મળેલી નોકરી કરતાં તમે ઉંચી નોકરી મેળવવાને લાયક છો તો તમે તમારા મનમાં એવીજ ભાવના રાખો કે આ નોકરી ઉંચે ચઢવાની સીડીના એક પગથિયારૂપ છે. આવી ભાવના રાખવા સાથે તમારી હાલની નોકરી પૂરી કાળજી અને પ્રમાણિકતાથી કરો, કે જેથી તમે ઉંચી નોકરી સહેલાઈથી મેળવી શકો. જો તમે તમારી હાલની નોકરીનું કામ સારી રીતે પ્રમાણિકપણે અને એકનિષ્ઠાથી નહિ કરો, તો તે નોકરી તમને ઉંચે ચઢાવનારી નહિ, પણ નીચેજ ઉતારનારી થઇ પડશે.

વૈભવપ્રાપ્તિનો પણ આજ મુખ્ય નિયમ છે. તમારાપર કોઈ

દેખીતી આપત્તિ આવી પડે તો તે વખતે શોકમગ્ન ન થતાં તે સ્થિતિનો બને તેટલો સદુપયોગ કરો અને એવી ભાવના રાખો કે, શુભ દિવસો શીઘ્ર આવશે. આવી ભાવના સતત અને અડગ રીતે રાખવાથી આપણે એવી સૂક્ષ્મ અને અનિવાર્ય શક્તિઓને ગતિમાં મૂકીએ છીએ, કે જેના પ્રભાવથી, હાલ જે વસ્તુઓનો આપણે કેવળ વિચારજ કરીએ છીએ, તે વસ્તુઓ સ્થૂલરૂપમાં પણ યથાકાળે પ્રકટશેજ. વિચારની શક્તિઓ અદૃશ્ય છતાં એવી જોરાવર છે કે જો શુભ ભાવના યોગ્ય રીતે ભાવવામાં આવે તો તે સ્થૂલ રૂપમાં અવશ્ય પ્રકટે. માટે 'આપણાથી તે શું બને ?' 'મારૂં નશીબજ ફુટેલું છે' એવા એવા નિરાશાજનક વિચારો ન કરતાં તમારી સ્થિતિ સુધરે એવાજ પ્રયત્નો પાછળ સમયનો સદુપયોગ કરો. તમારી ભાવનાને શાંતિથી, દૃઢતાથી અને શ્રદ્ધાથી જાગ્રત રાખો. તેને આશારૂપી જળનું નિરંતર સિંચન કર્યા કરો. આ પ્રમાણે કરવાથી તમે તમારી ઇષ્ટ સ્થિતિને તમારી તરફ લોહચુંબકની માફક આકર્ષી શકો તેમ છો. 'અમુક વસ્તુ પ્રાપ્ત કરવાથી તમારી ઉન્નતિ થશે અને તમે બીજાઓને વધારે ઉપયોગી થઇ શકશો' એવી જો તમારી અભિલાષા હોય તો એવો નિશ્ચય કરો કે, તે વસ્તુ તમને યોગ્ય સમયે, યોગ્ય રસ્તે અને યોગ્ય સાધનદ્વારા મળી આવે; અથવા તો તમને એવો માર્ગ જડે કે જે દ્વારા તમે તે વસ્તુ પ્રાપ્ત કરી શકો.

અમેરિકાના એક શહેરમાં એક સ્ત્રી રહેતી હતી. તેને અમુક સારા કામને માટે અમુક રકમની જરૂર હતી. તે રૂપિયા નહિ મળવાનું કારણ તે સમજી શકતી ન હતી. આંતરિક શક્તિઓમાં તેને સંપૂર્ણ વિશ્વાસ હતો, તેથી તેણે પોતાના મનની સ્થિતિ ઉપર મુજબની બનાવી. એક દિવસ પ્રાતઃકાળમાં એકાંતમાં શાંતિપૂર્વક તેણે વિશ્વની મહાન શક્તિની સાથેનું પોતાનું ઐક્ય ચિંતવ્યું. પરિણામ એ થયું કે, તે દિવસની સાંજ પણ ન પડી તે પહેલાં એક સદ્‌ગૃહસ્થ જેના કુટુંબ સાથે તેને પરિચય હતો, તે ત્યાં આવ્યો અને આયાતરીકે તેને પોતાને ત્યાં થોડો સમય કામ કરવા વિનતિ કરી. આ વિનતિને પોતાની ભાવનાનો પ્રત્યુત્તર સમજીને તેણે તે કામ સ્વીકારી લીધું અને તે સદ્‌ગૃહસ્થને પૂર્ણ સંતોષ થાય એવી રીતે તે કામ બજાવ્યું. કામ પૂરૂં થતાં તેના ધારવા કરતાં પણ વધારે નાણું તેના હાથમાં મૂકવામાં આવ્યું. મહેનતના

પ્રમાણમાં એ રકમ વધારે જણાવાથી તેણે તે લેવા ના પાડી; પણ તે સદ્‌ગૃહસ્થે કહ્યું કે " અમારા બાળકની તમે જે ઉત્તમ સેવા કરી છે, તેના પ્રમાણમાં આ રકમ કાંઈજ નથી." આ પ્રમાણે એ બાઈને પરમાર્થી કામમાટે જેટલા ધનની જરૂર હતી, તેથી પણ અધિક રકમ મળી ગઈ અને તરતજ તેણે તે કામ આરંભ્યું.

ઉચ્ચ શક્તિઓ કેવી રીતે કામ કરે છે, તેના જે અનેક દાખલા આપી શકાય તેમ છે, તેમાંનો એક ઉપર જણાવેલો દાખલો આપણને એક વધુ ઉપયોગી બોધપાઠ આપે છે. તે એ કે " તમારા ખોળામાં વસ્તુઓ એની મેળે આવીને પડશે એમ માની લઇ કેવળ હાથ જોડીને બેસી નહિ રહો, પણ તમારી ઉચ્ચ શક્તિઓને ગતિમાં મૂકો અને પછી જે પણ કામ કરવાનું હાથ આવે તે કરવા માંડો અને તે પણ સારી રીતે કરો. વળી જો એથી પણ ઉચ્ચ પ્રકારના કામની આકાંક્ષા રહેતી હોય તો એવી ભાવના જગવો, કે જેથી એ હાલનુંજ કામ તમને વધારે ઉચ્ચ કામ મળી આવવામાં સાધનભૂત થાય."

જગતની સર્વોત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવાની જો તમારા હૃદયમાં આકાંક્ષા હોય તો તે સ્થિતિને માટે યોગ્ય હોય તેવાજ વિચારોથી તમારા મનને ભરી દો અને તેવાજ વિચારોમાં રહો. જો તમે મનથી હવેલીમાં રહેવાની ભાવના કરશો તો હવેલી પણ તમારી તરફ ખેંચાઇ આવશે; પણ આ ભાવના કરતી વખતે હાલની ઝુંપડી ઉપર તમને તિરસ્કાર ન થવો જોઇએ, તેમજ તે શ્રેષ્ઠ સ્થિતિ પ્રાપ્ત કરવાને અધીરા પણ બનવું જોઇએ નહિ. તમારી વર્તમાન સ્થિતિમાં પણ તમે તે ઉચ્ચ સ્થિતિ ભોગવતા હો એવીજ ભાવના રાખો. આવી ભાવનાઓ શાંતિથી અને સતતપણે કરવી જોઇએ. જો તમે પિત્તળની થાળીમાં ભોજન કરતા હો તો તે વખતે એવીજ ભાવના રાખો કે, આ પિત્તળમાંથીજ રૂપાની થાળીમાં ખાવાનો પ્રસંગ આવશે; પરંતુ ચાંદીની થાળીમાં ભોજન કરનારપ્રતિ તમને દ્વેષ જરા પણ ન આવવો જોઈએ. કારણ કે એવા દુષ્ટ વિચારોજ મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિમાં ઉપયોગી થઇ પડનારા મનોબળને અસ્તવ્યસ્ત કરી નાખે છે અને તેથી વિજય દૂર ને દૂર ઠેલાય છે.

જેને આંતરશક્તિઓસંબંધી જ્ઞાન છે અને જે પોતાનું દરેક કર્તવ્ય તે જ્ઞાનને અનુસરીને બજાવે છે, તેવો એક મિત્ર નીચે પ્રમાણે સૂચન કરે છેઃ—" તમે કોઈ વાર ભયંકર જંગલમાં જાઓ

અને તે સમયે જો કોઇ રીંછ તમારાપર હલ્લો કરવાનું કરે તો તે સમયે જો તમે ભયભીત થયા તો અવશ્ય માનજો કે, તેના પંજામાંથી તમે બચી શકશો નહિ; પણ નિર્ભય ચિત્તથી જો તમે એક નજરે તે પશુ તરફ દૃષ્ટિ રાખશો, તો તે પશુ તમને કાંઇ પણ હેરાન કર્યા સિવાય નાસી જશે.*

આ ઉપરથી આપણે એ શીખવાનું છે કે, આપત્તિને વખતે ધૈર્ય છોડી દેવાથી તે આપત્તિ માણસપર બેવડું બળ દાખવશે અને જો તેની સામે ઉભા રહેવાનું બળ તેનામાં હશે તો તે આપત્તિ આપોઆપજ દૂર ભાગવા માંડશે અને તેને બદલે સંપત્તિ આવવા માંડશે. જ્યારે આપત્તિ આવે ત્યારે ધૈર્યથી અને શાંતચિત્તથી તેનું સ્વરૂપ વિચારો; નિષ્કારણ ચિંતા, ભય કે પશ્ચાત્તાપ કરવાને બદલે તમારી અંદર રહેલી મહાન શક્તિરૂપી અજેય સેનાને તેની સામે લાવો, એટલે તેને જોતાંજ વિપત્તિરૂપ શત્રુ નાસી જશે.

અંતરાત્માના સામર્થ્યપર પૂર્ણવિશ્વાસ હોવો એજ વિજયનો રામબાણ ઉપાય છે. પ્રત્યેક મનુષ્યની સફળતા-નિષ્ફળતાનો આધાર તેની બાહ્ય સ્થિતિપર નહિ પણ તેના પંડ ઉપર રહેલો છે; એ બાબતનો જ્યારે આપણને પૂરો ખ્યાલ આવશે, ત્યારે આપણામાં એક એવી શક્તિ પ્રકટશે કે જે આપણી બાહ્ય પ્રતિકૂળ સ્થિતિને ફેરવીને અનુકૂળ સ્થિતિ ઉત્પન્ન કરશે. જેમ જેમ આપણને ઉચ્ચ નિયમોનું જ્ઞાન થશે અને જેમ જેમ તે નિયમોને આપણા જીવનમાં ઉતારીશું, તેમ તેમ આપણે આપણી જાગ્રત થયેલી આંતરશકિતઓને એવા રૂપમાં દોરવીશું કે જે બાહ્ય સૃષ્ટિમાંથી ઘરબેઠાંજ સફળતા અને ઈષ્ટ પદાર્થો આપણા તરફ ખેંચી લાવશે.

ઘણાખરા મનુષ્યો ડાહ્યા હોવાનું અભિમાન રાખે છે, પણ ખરૂં જોતાં તેઓ તેવા હોતા નથી. કારણ કે પોતાનું શ્રેય શામાં રહેલું છે, એજ તેઓ જાણતા હોતા નથી અને તેથી તેમનું સર્વ ડહાપણ માત્ર આ જગતના અશાશ્વત પદાર્થો પાછળજ દોડ્યા કરવામાં આવી રહેલું હોય છે.

કોઇ મનુષ્ય આખી દુનિયાને જીતે, પરંતુ જો તે પોતાના આત્માને ન ઓળખે-હું વાસ્તવમાં શું છું અથવા કોણ છું, અને મારૂ આ સંસારમાં આવવાનું શું પ્રયોજન છે, એ વાત જો તે ન જાણે તો તેના જયથી લાભ શો ? આ પ્રમાણે આ સંસારમાં

* જુઓ સ્વામી રામતીર્થનું ચરિત્ર

લાખો અને કરોડો મનુષ્યો માત્ર એટલાજ માટે જીવનનો ખરો લાભ ઉઠાવવાનું ખુએ છે કે પોતાના જીવનનો અને શરીરનો કક્કો પણ તેમની જાણવામાં હોતો નથી! તેઓ ભલે પોતાને અમુક ધન–વૈભવના માલીક માને, પણ વસ્તુતઃ તો ધન–વૈભવજ તેમના ઉપર માલીકી ચલાવતાં હોય છે! તેઓ પોતાનું, મિત્રોનું કે જગતનું કંઇપણ ખાસ ભલું ન કરી શકતાં પોતાનું જીવન વૃથા ગુમાવતા હોય છે; અને જે સ્થૂલશરીરવડે આ સ્થૂલ દુનિયાની સાથે તેઓ સંબંધમાં હતા; તે શરીર જ્યારે તેઓને છોડવું પડે છે, ત્યારે તો એ બિચારા જ્ઞાનરહિત મનુષ્યોની સ્થિતિ ઘણીજ શોચનીય બને છે. કારણ કે સંચિત પદાર્થોમાંથી તેઓ ફુટી બદામ પણ સાથે લઈ જઈ શકતા નથી; અને આત્મિક સંપત્તિ તો લેશ પણ તેમની પાસે હોતીજ નથી, એટલે તેઓ તદ્દન ખાલી હાથેજ આ દુનિયામાંથી ચાલ્યા જાય છે!! દયાળુ કામો, ઉચ્ચ સદ્ગુણો, આત્માની ખીલવેલી શક્તિઓ ઇત્યાદિ આંતર્જીવનની સમૃદ્ધિ કે જે આત્માનો ખરો વૈભવ છે, તે તરફ તો એ અજ્ઞાની મનુષ્યોએ ધ્યાનજ આપેલું હોતું નથી; એટલુંજ નહિ પણ ઉલટી કેટલીક નુકસાનકારક ખાસિયતો તેમણે મેળવેલી હોય છે. જગતમાં રહીને પોષેલી ખરાબ વૃત્તિઓ અને વાસનાઓનો નાશ કાંઇ સ્થૂલશરીરનો નાશ થવાથી થઇ શકતો નથી; પરંતુ પરલોકમાં પણ તે સાથે રહીને માણસને સતાવ્યા કરે છે!

જેણે અશાશ્વત સ્થૂલ વૈભવનોજ સંચય કરવામાં પોતાનું જીવન ગુમાવ્યું હોય છે, તે સ્થૂલશરીર છૂટવા પછી પણ વાસનાની બેડીમાંથી મુક્ત થઇ શકતો નથી. કેમકે પરલોકમાં વાસનાને તૃપ્ત કરવાનું સાધન તેને મળી શકતું નથી. તે અમુક ટેવનો ગુલામ બનેલો હોવાથી કેટલાક વખતસુધી તો બીજી સારી બાબતો તરફ તેનું ચિત્તજ ચોંટતું નથી અને પોતાની ઇચ્છા તૃપ્ત કરવાનું સાધન નહિ મળવાથી રીબાય છે! જે ધનસંચયને તે પોતાનો માનતો હતો, તેનો તો તેની પાછળના ઉડાઉ છોકરાઓ વગેરેના હાથે દુરુપયોગ થતો જોઇને ઉલટો તે વિશેષ દુઃખી થાય છે. તે પોતાના ધનનું વસિયતનામું કરે તો પણ તેનો અમલ કરવામાં તે હવે ભાગ લઇ શકતો નથી, એ પણ ઘણી વાર તેના દુઃખનું કારણ બને છે.

હકીકત આ પ્રમાણે હોવાથી લૌકિક વૈભવ અને સમૃદ્ધિને આ-

પણાં માનવામાં આપણે કેટલી બધી મૂર્ખતા દર્શાવીએ છીએ ? પ્રભુની પૃથ્વીને અમુક એકરની વાડ બાંધીને કહેવું કે, આ પૃથ્વી મારી છે એ પણ કેવું વિચિત્ર છે ? જે ચીજને આપણે આપણી પાસે સદા રાખી ન શકીએ, તે આપણી છેજ નહિ. લોકોમાં આપણે વસ્તુઓના માલીક કહેવાઇએ, અથવા તો આપણે તે વસ્તુઓને સંગ્રહી રાખીએ, તેથી કાંઈ તે વસ્તુઓ આપણા ઉપયોગમાં આવતી નથી. આપણે એ વસ્તુઓને વાપરીએ–તેનો સદુપયોગ કરીએ, એટલાજ માટે તે આપણા હાથમાં આવે છે. આપણે તો ફક્ત એના ટ્રસ્ટી છીએ અને આપણને જે સોંપવામાં આવ્યું હતું, તેનો આપણે શો ઉપયોગ કર્યો, તેનો ટ્રસ્ટીતરીકે આપણે જરૂર જવાબ આપવો પડશે.

જે મનુષ્યને ઉચ્ચ જીવનનો અનુભવ થવા લાગ્યો છે, તે કદી પણ ધન એકઠું કરવા ઇચ્છતો નથી; તેમ બીજી બાબતોમાં પણ હદબહાર જવા ચાહતો નથી. “મારા અંતરમાં સર્વોત્તમ ધન ભરેલું છે” એવો જેમ જેમ તેને ખ્યાલ આવતો જાય છે, તેમ તેમ બાહ્ય ધનનું મહત્ત્વ તેને મન ઓછું થતું ચાલે છે. તે સમજવા લાગે છે કે, તેની પોતાની અંદર જે અખૂટ ભંડાર ભરેલો છે, તેમાંથી ઇષ્ટ વસ્તુઓ જ્યારે પણ જોઇએ ત્યારે અને જોઇએ તેટલી તે મેળવી શકે તેમ છે; એટલે પછી તે સ્થૂલ ધન એકઠું કરવામાં તે વખત ગુમાવતો નથી. કારણ કે તે જાણે છે કે, તેમ કરવાથી તેનો સમય જીવનની શાશ્વત વસ્તુઓપરથી ખસેડી હલકી વસ્તુઓની ચિંતા અને સંભાળ પાછળ ગાળવો પડે છે. આવી સમજણને લીધે એ બુદ્ધિમાન મનુષ્ય તો પ્રથમ આંતરરાજ્યનેજ શોધે છે; અને ખાત્રીથી માને છે કે, જ્યારે તે મળશે, ત્યારે તેની સાથે અન્ય સર્વ વસ્તુઓ તેને મળીજ જશે.

મહાત્મા ક્રાઇસ્ટ કે જેની પાસે કાંઇજ ન હતું, છતાં વસ્તુતઃ સર્વ કાંઇ હતું, તેણે ઠીકજ કહ્યું છે કે, **ઊંટને સોયના કાણામાં પેસવું જેટલું કઠણ છે, તેટલું ધનવાનને સ્વર્ગમાં જવું (મોક્ષ પામવું) કઠણ છે.** કહેવાનો ભાવાર્થ એ છે કે, જો કોઈ મનુષ્ય પોતાનો સઘળો વખત પોતાને જોઇએ તે કરતાં વધારે જડ પદાર્થો એકઠા કરવામાં અને સાચવવામાં પસાર કરે, તો પછી અંતરનું તે અલૌકિક રાજ્ય કે જેની પ્રાપ્તિથી સર્વ વસ્તુઓ પ્રાપ્ત થાય છે, તે રાજ્ય મેળવવાને તો તેને કયાંથીજ સમય મળે ? બંને બાબતોમાં કયી વધારે ઉત્તમ છે, તેનો ખ્યાલ લાવો.

એક બાજુએ લાખો-કરોડો એકઠા કરવા અને તેની સંભાળ રાખવી; તથા બીજી બાજુએ એવી શક્તિઓ અને નિયમોનું જ્ઞાન મેળવવું કે જેથી કરીને સઘળી જરૂરીઆતની ચીજો મળી આવે; આ બેમાં જે ઉત્તમ માર્ગ હોય તે પસંદ કરો.

ઉચ્ચ જ્ઞાનના આંતરરાજ્યમાં પ્રવેશ કરનાર મનુષ્ય, દુનિયાના ધનધામ કે લોકકીર્તિ પાછળ ગાંડા થઇ ફરનારા સામાન્ય મનુષ્યોના જેવો હોતો નથી. જેમ શરીરના રોગથી મનુષ્ય કંટાળે, તેમ તે એવા ગાંડપણથી ખરો બુદ્ધિમાન જરૂર કંટાળે છે. જ્યારે ઉચ્ચ શક્તિઓનો આપણને અનુભવ થતો જશે, ત્યારે આ બાહ્ય ધન કે જે આપણને ખરૂં જોતાં મદદ કરવાને બદલે આપણી ઉન્નતિને અટકાવે છે, તેનેજ શોધ્યા કરવાને બદલે ખરાજ ધનને-સાચા જીવનનેજ-શોધીશું.

મનુષ્યોના મોટા ભાગનું જીવન ઘણું સંકુચિત અને હલકું હોવાનું કારણજ એ છે કે, તેમણે આખી જીંદગી કેવળ ધન કમાવામાંજ ગાળી હોય છે. પાછલા જીવનનો અને સંગ્રહેલા ધનનો હજી પણ જો તેઓ ઉંડી બુદ્ધિપૂર્વક સદુપયોગ કરવા માંડે તો હજી પણ તેઓ પોતાની બાકીની જીંદગી સુખમય અને સુંદર બનાવી શકે તેમ હોય છે.

જે મનુષ્યે આખી જીંદગી માત્ર ધનજ કમાવામાં અને સાચવવામાં ગાળી હોય છે અને જે બહુ તો માત્ર મરતી વખતેજ દાનપુણ્ય વાસ્તે નાણાં કાઢે છે, તે મનુષ્યની જીંદગી ઉત્તમ નહિ પણ કનિષ્ઠજ કહી શકાય. મારા ફાટી ગયેલા જૂના નકામા જોડા હું કોઇને આપી દઉં તેમાં કાંઇજ મહત્ત્વ નથી; પરંતુ નવા મજબૂત જોડા કોઇ પગે દાઝતા ગરીબને આપી શકું તેમાંજ પરોપકાર છે. વળી એ જોડાની સાથે જો હું તેને મારો પ્રેમ પણ આપું તો તેને પણ બેવડી બક્ષીસ મળે છે અને મને પણ બમણી આશિષ મળે છે.

મનુષ્યે ભેગા કરેલા ધનનો સદુપયોગ કરવાનો સારામાં સારો સમય અને માર્ગ એજ છે કે, તેણે જીવે ત્યાંસુધી દિનપ્રતિદિન પોતેજ પરોપકાર પાછળ તેનો સદુપયોગ કરવો. આ પ્રમાણે કરવાથીજ તેનું પોતાનું જીવન વધારે ઉન્નત અને વિકાસવાળું થશે. એક સમય એવો પણ આવશે કે જ્યારે પોતાની પાછળ પુષ્કળ ધન મૂકી જવું એ તેની એક પ્રકારની અપકીર્તિ લેખાશે. તાત્પર્ય એજ કે, પરોપકારનાં કામ પોતાની

ભવિષ્યની પ્રજાને અથવા ટ્રસ્ટીઓને સોંપી જવા કરતાં જીવતાં જીવત અને પંડેજ તેનો અને તેટલો વધારે સદુપયોગ કરવો જોઇએ.

આજકાલ મહેલ અને હવેલીઓમાં રહેનારાં ઘણાં મનુષ્યો ઝુંપડીવાળાથી પણ જીવનની ખુબીમાં ઘણાં ગરીબ હોય છે. એવા મનુષ્યો ભલે મહેલના માલીક હોય છતાં તે મહેલ તેમને માટે તો અનાથાલય જેવોજ હોય છે. જે વસ્તુઓ કેવળ એકઠીજ કરી રાખવામાં આવી હોય, અને જે કોઇના ઉપયોગમાં આવે તેમ ન હોય તેનો નાશ કરીને બીજા સારા ઉપયોગી આકારમાં લાવવા માટેજ કુદરત ઉધઇ અને કાટ વગેરે સાધનોનો ઉપયોગ કરે છે. વળી એક એવો પણ નિયમ કુદરતમાં કામ કરી રહ્યો છે, કે જેના પ્રભાવથી કેવળ સંચય કરનારની આનંદ ભોગવવાની શક્તિ બુઠ્ઠી થતી જાય છે અને ઉચ્ચ શક્તિઓ નાશ પામતી જાય છે.

ઘણા પુરુષો નજીવી વસ્તુઓને વળગી રહીને ઉમદા ચીજો મેળવવામાં બેનસીબ રહે છે. એ નજીવી ચીજોનો તેઓ સદુપયોગ કરે તોજ નવી ચીજોને તેમની પાસે આવવાનો અવકાશ મળે તેમ હોય છે. માત્ર સંગ્રહજ કર્યા કરવાથી તો કોઇ ને કોઇ પ્રકારની હાનિજ થાય છે અને સદુપયોગ કરવાથી નવું જ્ઞાન અને જીવન મળ્યાં કરે છે.

જો એકાદ વૃક્ષ, લોભથી પોતાપરનાં જૂનાં સૂકાં પાંદડાં પોતાના ઉપર વળગાડીજ રાખે, તો પછી વસંતઋતુમાં સુંદર પત્રપુષ્પવાળું નવજીવન તેને કેવી રીતે પ્રાપ્ત થાય? એવું વૃક્ષ ધીમે ધીમે જીર્ણ થતું ચાલીને છેવટે મરીજ જાય છે. વૃક્ષે, જેમ પોતાનું જીવન લંબાવવા માટે જૂનાં પાંદડાં નીકળી જવા દઇને નવાં પાંદડાંને અવકાશ આપવો જોઇએ, તેમ મનુષ્યોએ પણ જગતના પદાર્થોનો સંગ્રહ ન કર્યા કરતાં તેનો સદુપયોગ કર્યા કરવાથી અને વિવેકપૂર્વક તે બીજાને અર્થે વાપરવાથી નવી ચીજો પોતાની મેળે તેને આવી મળે છે, કે જે અસલની ચીજો કરતાં તેની હાલની જરૂરિયાતોને માટે વિશેષ લાભકારી હશે. પરમાત્માનો અખૂટ ભંડાર પણ એજ પ્રકારે આપણને પ્રાપ્ત થઇ શકે છે; એટલુંજ નહિ પણ આપણે પોતે પણ પરમાત્માના સામર્થ્ય અને ઐશ્વર્યને જગત તરફ વહેવરાવનારી એક એવી નળીરૂપ બની શકીએ કે જે નળીદ્વારા બીજા પણ અનેક યોગ્ય મનુષ્યો તે સામર્થ્ય અને ઐશ્વર્યનો લાભ મેળવી શકે છે.

# પ્રકરણુ ૯ મું

## મહાત્મા, જ્ઞાની, ઋષિ અથવા જગદુદ્ધારક થવાનો નિયમ

આપણે અહીંસુધી જે સત્યો વિચાર્યાં, તે તો આપણી બુદ્ધિ પ્રમાણેજ વિચાર્યાં છે. માટે હવે આપણે મહાત્માઓ અને સમર્થ વિચારકોએ પ્રકટ કરેલા વિચારોના પ્રકાશથી એ સત્યોની તુલના કરીએ.

અત્યારસુધી જે કાંઇ લખવામાં આવ્યું છે તેનો સારાંશ એ છે કે, મનુષ્યજીવનનું સર્વોત્કૃષ્ટ કર્તવ્ય, અનંત ચૈતન્ય સાથેની પોતાની અનાદિસિદ્ધ એકતાનું ભાન અને અનુભવ કરવામાં તથા તેના દિવ્ય પ્રવાહપ્રત્યે આપણા અંતઃકરણને ખુલ્લું મૂકવામાં રહેલું છે. મહાત્મા ક્રાઇસ્ટે કહ્યું છે કે "હું અને મારા પરમ પિતા એકજ છીએ." વળી તેમણે કહ્યું છે કે "જે વાત હું તમને જણાવું છું, તેનો કહેનાર હું નહિ પણ અંતર્યામી પરમાત્મા છે; કારણ કે સર્વ કાર્યનો કર્તા તેજ છે." અર્થાત્ મનુષ્ય પોતે કર્તા નથી, પણ જે પ્રમાણમાં તે પ્રભુની સાથે રહીને કામ કરે છે, તે પ્રમાણમાં તેની મારફતે તે પરમાત્માજ કાર્ય કરે છે. તે આગળ કહે છે કે "મારા પિતા કામ કરે છે, અને હું કામ કરૂં છું." અર્થાત્ પરમાત્મા શક્તિ મોકલે છે, હું તેને ઝીલું છું અને તેની સાથે એકતાન થઈ કામ કરૂં છું. આગળ વધીને તે એટલે સુધી કહે છે કે "તમે ઈશ્વરી રાજ્ય અને તે આપનારી ધાર્મિકતાને શોધો, કે જે વડે સર્વ વસ્તુઓ આપોઆપ તમને મળી જશે." વળી તેણે કહ્યું છે કે "સ્વર્ગ કાંઇ બહાર નથી, પણ આપણી અંદરજ રહેલું છે. ઈશ્વરી રાજ્ય કાંઇ આપણાથી ભિન્ન નથી."* મતલબ કે, જ્યારે ઈશ્વરની સાથેના ઐક્યનું તમને ભાન થશે, ત્યારેજ તમને ઇશ્વરી રાજ્ય જડશે અને જડશે એટલે સર્વ ઇષ્ટ વસ્તુઓ એની મેળેજ આવી મળશે. બાઈબલમાં એક ઉડાઉ છોકરાનું દૃષ્ટાન્ત છે, તે

---

* આપણાં ગીતાં, ઉપનિષદ્ વગેરેમાં આવાં વચનો ઓછાં નથી; પણ આ પુસ્તકના મૂળ લેખક પોતે ખ્રિસ્તી હોઈ તેમણે ખ્રિસ્તનાં વચન ટાંકયાં છે, એટલે અહીં પણ તેજ કાયમ રહ્યાં છે. થોડી જગ્યામાં આવાં હજારો દિવ્ય વાકયો વાંચવાં હોય તો નિર્ણયસાગર પ્રેસની "મહાવાકય-રત્નાવલિ" નામે નાની સરખી ચોપડી બહુજ ઉપયોગી છે. સંપાદક

આ સ્થળે બંધબેસતું આવે તેવું છે. તે ઉડાઉ છોકરાએ વિષય-ભોગમાં પોતાની સઘળી દોલત ખર્ચી નાખી; છતાં પણ જ્યારે તેનું ચિત્ત સંતોષ ન પામ્યું અને પોતે જાણે માત્ર પશુજ હોય એમ તેને ભાસવા લાગ્યું; ત્યારેજ તેને ભાન આવ્યું અને કહેવા લાગ્યો કે "હું હવે જાગીશ, અને મારા પિતા પાસે જઈશ." બીજી રીતે વિચારીએ તો આ બધું ભ્રમણ કર્યા પછીજ તેનો આત્મા કહેવા લાગ્યો કે "તું પશુ નથી પણ તે પરમ પિતાનો પુત્ર છે. ઉઠ અને તે પિતા પાસે જા, કે જેની પાસે સર્વ પ્રકારનો અખૂટખજાનો છે." આ ઉપરથી જણાય છે કે, સત્ય જીવન પરમાત્મામાંથીજ પ્રાપ્ત થાય છે. માતપિતા તો આપણને માત્ર શરીરરૂપી ઘરજ પૂરૂં પાડનારાં છે; અને આપણું સત્ય જીવન તો તે પરમાત્મામાંથીજ ઉદ્ભવેલું છે.

એક દિવસે કોઇએ એક મહાન પુરુષને કહ્યું કે, તમારાં ભાઈ, બહેન વગેરે તમને મળવાને વાસ્તે બહાર આવી ઉભાં રહ્યાં છે. તેના જવાબમાં તેમણે કહ્યું છે કે "મારો ભાઇ કોણ? મારી બહેન કોણ? મારી માતા કોણ? **જે મારા પરમ પિતાની ઈચ્છાને અનુસરીને પોતાનું જીવન ગાળે છે, તેજ મારો ભાઈ છે, તેજ મારી બહેન છે અને તેજ મારી માતા છે.**"

ઘણાં મનુષ્યો સ્વજનના બંધનમાં બંધાયેલાં હોય છે; પરંતુ માત્ર લોહીના સંબંધથી જોડાયાં, તેથીજ તે આપણાં ખરાં સંબંધીઓ નથી. જેઓ **આપણી સાથે વિચારમાં અને આચારમાં એક છે, તેઓજ આપણાં ખરાં સંબંધીઓ છે.** પછી તે સંબંધીઓ આપણી નજદીક રહેતાં હોય કે દુનિયાના કોઈ પણ ભાગમાં રહેતાં હોય. એવાં સંબંધીઓએ એકબીજાને કદી જોયાં નહિ હોય તોપણ આકર્ષણના નિયમાનુસાર તેમનાં હૃદય એક-બીજા તરફ આકર્ષાશેજ.

એક સ્થળે કહ્યું છે કે **त्वमेव माता च पिता त्वमेव।** આ કથનમાં પ્રભુના પિતૃત્વનો પણ મહાન સિદ્ધાંત રહેલો છે અને તે ઉપરથી ફલિત થાય છે કે, આપણે સર્વ બંધુઓ છીએ. વળી એમાં ઉત્તમ બાબત આ રહેલી છે કે, મનુષ્ય અને ઈશ્વરની એકતા છે, અને તેટલા માટે સકળ મનુષ્યજાતિની એકતા છે. જ્યારે આપણ-ને આ બાબતનું જ્ઞાન થાય છે, ત્યારે આપણને ખુલ્લું જણાઈ આવે છે કે, જે પ્રમાણમાં આપણે પરમાત્માની સાથેની આપણી એકતાનો અનુભવ કરીશું અને જે પ્રમાણમાં આપણે ઈશ્વરાભિ-

સુખ થઇશું, તે પ્રમાણમાં સકળ માનવજાતિને ઉંચે લઇ જવામાં–ઈશ્વરપ્રતિ એક પગથિયું ચઢાવવામાં–આપણે સહાયક થઇશું.

મહાત્મા ક્રાઇસ્ટે એક સ્થળે કહ્યું છે કે "જ્યાંસુધી તમે નાના બાળકસમાન નહિ થાઓ, ત્યાંસુધી સ્વર્ગીય રાજ્યમાં તમે પ્રવેશ કરી શકશો નહિ." બીજે સ્થળે એમ પણ કહ્યું છે કે "માનવજીવનનો આધાર કેવળ રોટી ઉપરજ નથી."

આ ઉપરથી એ ઉપદેશ નીકળે છે કે, આ સ્થૂલજીવનનો આધાર કેવળ અન્નપર નથી, પણ જેટલા પ્રમાણમાં મનુષ્ય અનંત જીવનની સાથે સંબંધ બાંધી શકે છે, તેટલા પ્રમાણમાં તેનું સ્થૂલજીવન પણ સુધરતું જાય છે. આવું હોવાથી "જેઓ હૃદયના પવિત્ર છે, તેઓને ધન્યવાદ ઘટેછે, કારણ કે તેઓ પરમાત્માને જોઇ શકશે."

મનુ ભગવાને કહ્યું છે કે "જે મનુષ્ય પોતાના આત્મામાં પરમાત્માને જોઇ શકે છે અને જે સર્વ તરફ સમભાવથી જુએ છે, તેજ સર્વોત્કૃષ્ટ આનંદ પ્રાપ્ત કરે છે." એથેનેસીઅસે કહ્યું છે કે "આપણે આ સ્થૂલદેહમાં રહેવા છતાં પણ મુક્ત થઇ શકીએ." જે સત્યનો આપણે વિચાર કરીએ છીએ તે સત્ય, ગૌતમબુદ્ધના જીવનમાં તેમજ ઉપદેશમાં પ્રત્યક્ષ માલૂમ પડે છે. તેમણે કહ્યું છે કે "લોકો અહંભાવને છોડતા નથી, માટેજ બંધનમાં પડ્યા છે."* દેહાભિમાનને દૂર કરી પરમાત્મ–તત્ત્વ સાથે એકતા અનુભવવી એજ મહાત્મા બુદ્ધના ઉપલા ઉપદેશનો રહસ્યાર્થ છે. સર્વ મહાત્માઓનો એવોજ અભિપ્રાય છે.

મહાત્મા સ્વીડનબોર્ગ પણ જણાવે છે કે, ઉચ્ચ જીવન અનુભવવા માટે આપણામાં દિવ્ય પ્રવાહ આવવાની જરૂર છે; અને જેટલા પ્રમાણમાં તે પ્રવાહ ઝીલવાને આપણે લાયક થઇએ, તેટલાજ પ્રમાણમાં તે પ્રવાહ આપણી અંદર અને આપણાદ્વારા કામ કરે છે. 'ફ્રેન્ડઝ' નામનું એક ધર્મમંડળ એમજ માનતું કે, મનુષ્ય જેટલા પ્રમાણમાં પરમાત્મા તરફ પોતાના આત્માને વાળે છે, તેટલાજ પ્રમાણમાં મનુષ્યના આત્મામાં પરમાત્મા બોલે છે. એક બીજા સંતે પણ કહ્યું છે કે "આપણે સર્વ દિવ્ય સામર્થ્યમય પરમાત્માને વહેવા માટેની નીકો છીએ અને જેટલા પ્રમાણમાં મનુષ્ય એ દિવ્ય પ્રવાહને પોતાની અંદર વહેવા દે છે, તેટલાજ પ્રમાણમાં તે ભવિષ્યવેત્તા, પેગંબર કે મહાત્મા બને છે." સંસારના

---

* अहंममेति बद्धो हि निरहंममेति मुक्तता: "શ્રી શંકરાચાર્ય"

ઇતિહાસમાંથી પણ એજ વાત જણાઇ આવશે કે, જે જે મનુષ્યોએ અધ્યાત્મરાજ્યમાં પ્રવેશ કરીને અલૌકિક શક્તિ મેળવી છે, તેમણેજ સત્ય શાંતિ અને અપૂર્વ આનંદ અનુભવ્યાં છે. ડેવિડ નામનો એક સાધુ બહુજ દ્દઢ અને શક્તિમાન હતો. જેટલા પ્રમાણમાં તે ઈશ્વરી ધ્વનિ શ્રવણ કરતો હતો, તેટલા પ્રમાણમાં તેનો આત્મા ઈશ્વરની સ્તુતિમાં લીન થઈ જતો અને તે, તે ઈશ્વરી અવાજને અનુસરીનેજ પોતાનું જીવન ગાળતો હતો. એમ કરવામાં જ્યારે પણ તેની ભૂલ થતી, ત્યારે તેનો આત્મા દુઃખ અને દિલગીરીથી રોતો હોય એમ તેને લાગતું હતું. આ બાબત દરેક વ્યક્તિને અને દરેક પ્રજાને એકસરખી લાગુ પડે છે. જ્યાંસુધી યાહુદી લોકો ઈશ્વિરને માનતા હતા અને તેની આજ્ઞાને અનુસરીને વર્તતા હતા, ત્યાંસુધીજ તેઓ સુખી, સંતોષી અને શક્તિવાળા હતા; અને તેમના સામે થવાને કોઇની પણ તાકાત ન હતી. પછી જ્યારે તેઓ કેવળ પોતાનાજ બળપર આધાર રાખવા લાગ્યા અને તેઓની પાછળ જે ઈશ્વરી બળ કામ કરતું હતું તેને ભૂલવા લાગ્યા, ત્યારેજ તેઓ હારવા લાગ્યા અને નિરાશાના વમળમાં પડયા.

**જેઓ ઈશ્વરીય આજ્ઞાને સાંભળે છે અને તે પ્રમાણે પોતાનું જીવન ગાળે છે, તેમને ધન્ય છે**—આ વાકયમાં પરમ સત્ય રહેલું છે. કેમકે જેટલા પ્રમાણમાં એ ઉચ્ચ પ્રકાશને અનુસરીને આપણે આપણું જીવન ગાળીશું, તેટલાજ પ્રમાણમાં આપણું જ્ઞાન અને સુખ વધતું જશે.

સર્વ પેગંબરો, ઋષિઓ અને જગદુદ્ધારકો પોતપોતાનું મહાન પદ અમુક કુદરતી નિયમો પ્રમાણે વર્તવાથીજ મેળવી શકયા છે. સચ્ચિદાનંદ પરમાત્મા સાથેનું ઐક્ય સમજ્યા પછી તેઓએ તેને અનુભવ્યું પણ હતું. પરમાત્માને તો સર્વ તરફ સમભાવ હોઇ કોઇના તરફ પણ પક્ષપાત નથી. સંતો, ઋષિઓ અને જગદુદ્ધારકોને કે પાપીઓને કાંઇ તે પોતે ઉત્પન્ન કરતો નથી. તે તો મનુષ્યોનેજ ઉત્પન્ન કરે છે; પણ જે મનુષ્ય પોતાના જીવનની પરમાત્મજીવન સાથે એકતા અનુભવે છે, તે પેગંબર કે ઋષિ કે મહાત્મા બને છે. એ પરમાત્મા કોઇ પણ રાજા, પ્રજા કે દેશ તરફ પક્ષપાત ધરાવતો નથી. જે પણ દેશની પ્રજા અથવા લોકો તેને પિછાણે છે, તેઓજ તેની ઉચ્ચતા મેળવી શકે છે. ચમત્કાર પણ અમુક સ્થાનમાં અથવા તો અમુક સમયમાંજ થવા

જોઇએ, એવું નથી. જ્યાં પણ અને જ્યારે પણ અનુકૂળ સ્થિતિ ઉત્પન્ન થાય છે, ત્યાં અને ત્યારે ચમત્કારો થયા છે અને થાય છે. જેવી રીતે પ્રાચીન કાળમાં ઉચ્ચ નિયમોને માન અપાતું હતું, તેવું માન અત્યારે આપવામાં આવે તો અત્યારે પણ પ્રાચીન કાળના જેવાજ ચમત્કારો બની શકે. પ્રાચીન કાળના મહાન પુરુષો ઇશ્વરની સાથે ચાલતા હતા. 'ઇશ્વરની સાથે ચાલતા હતા' એ શબ્દોમાંજ તે પુરુષોના મહત્ત્વનું રહસ્ય રહેલું છે. કેમકે જેટલા **પ્રમાણમાં મનુષ્ય ઇશ્વરની સાથે ચાલે છે, તેટલાજ પ્રમાણમાં તે મહાન છે.** આમાં પણ કાર્ય–કારણનો નિયમ કામ કરી રહ્યો છે.

પ્રભુ કોઇને સમૃદ્ધિશાળી બનાવતો નથી, પણ જે મનુષ્ય પ્રભુને પિછાણી ઉચ્ચ નિયમ પ્રમાણે જીવન ગાળે છે, તે આપો-આપજ સમૃદ્ધિશાળી થાય છે. પેગંબર સોલોમનને તેની મરજી પ્રમાણે માગવાનું કહેતાં તેણે બુદ્ધિ વાપરીને જ્ઞાનનીજ માગણી કરી. કારણ કે જ્ઞાનમાં બધુંજ સમાઇ જાય છે.*

**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥**

આત્માજ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે. આપણા મિત્ર આપણે અને શત્રુ પણ આપણેજ છીએ. જેટલા પ્રમાણમાં આપણા હૃદયમાં રહેલા સર્વોત્તમ તત્ત્વના આપણે મિત્ર બનીશું, તેટલાજ પ્રમાણમાં આપણે સર્વના સાચા મિત્ર બનીશું; અને જે પ્રમાણમાં તે તત્ત્વના આપણે વિરોધી બનીશું, તેટલા પ્રમાણમાં આપણે સર્વના શત્રુ બનીશું. જેટલા પ્રમાણમાં આપણે આપણા હૃદયને ઉચ્ચ શક્તિઓ તરફ ખુલ્લું રાખીને તેના પ્રવાહને આપણા હૃદયમાં વહેવા દઈશું, તેટલાજ પ્રમાણમાં તે પરમશ્રેષ્ઠ પ્રેરણાઓના બળથી આપણે મનુષ્યજાતિના અને એક-બીજાના ઉદ્ધારક બની શકીશું.

---

* આપણા ગાયત્રી મંત્રની પણ એજ ખુબી અને મહત્તા છે કે, તેમાં તે જ્ઞાનાદિ સર્વ ઐશ્વર્યના અખૂટ ભંડાર અને મહાન દાતા-સ્વરૂપ સર્વવ્યાપી, સર્વશ્રેષ્ઠ પરમાત્માનું ધ્યાન ધરીને બુદ્ધિનો વિકાસ પ્રાર્થવામાં આવ્યો છે. સંપાદક

# પ્રકરણ ૧૦ મું

## સર્વ ધર્મોમાં રહેલી તત્ત્વની સમાનતા

જે પરમ સત્યનો આપણે અત્યારસુધી વિચાર કરતા આવ્યા છીએ, તેજ સત્ય સર્વ ધર્મનું મૂળ તત્ત્વ છે. દરેક ધર્મમાં તે માલૂમ પડે છે. સર્વ ધર્મો તેના સંબંધમાં એકમત છે. સર્વ મનુષ્યો અમુક એકજ ધર્મ માનતા હોય કે ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓ હોય, છતાં તે સર્વે આ બાબતમાં મળતા આવે એ સ્વાભાવિકજ છે.

કોઇએક સ્થળના લોકો માંહેમાંહે લડતા હોય, એવામાં જો ત્યાં એકાએક કોઈ આફત આવી પડે–નદીમાં રેલ આવે, દુષ્કાળ પડે કે મરકી ફેલાય–તો તેજ સમયે તેઓ બધા અંગત મતભેદો અને કલેશકંકાસ છોડી દઇને તે સંકટ દૂર કરવા માટે એકસાથે કામ કરવા મંડી પડે છે. આમ થવાનું એજ કારણ કે, અશાશ્વત અને ધીમે ધીમે ઉન્નતિ પામતું જડ–અનાત્મતત્ત્વજ તકરારો, વાદવિવાદો અને કલેશો વગેરેને ઉત્પન્ન કરે છે; અને આત્મારૂપી શાશ્વત તત્ત્વ તો પ્રેમ અને સેવાના રૂપમાં સર્વદ્વારા એકસાથે કામ કરે છે.

સ્વદેશાભિમાનનો ગુણ ઉત્તમ છે અને દરેક મનુષ્ય પોતાના દેશપ્રતિ પ્રેમ રાખે, એ બહુ સારી વાત છે; પરંતુ જો હું મારા સ્વદેશપ્રતિ પ્રેમ રાખું અને બીજા દેશોને ધિક્કારૂં તો તેમાં મારા હૃદયની લઘુતાજ પ્રકટ થાય છે અને તેથી સ્વદેશપ્રત્યેના સાચા પ્રેમની કસોટીમાં પણ હું નિષ્ફળજ નીવડીશ. હું સ્વદેશના જેટલોજ પ્રેમ અન્ય દેશોપ્રતિ રાખું, તોજ મારા હૃદયની ઉદારતા અને વિશાળતા કહેવાય; અને આવા પ્રકારનુંજ સ્વદેશાભિમાન પ્રશંસનીય અને વિશ્વાસ રાખવા લાયક છે.

પરમાત્માજ અખિલ વિશ્વના સર્વ જીવોના અનંત મૂળરૂપ છે; તેજ સર્વના આધારભૂત છે; સર્વ જીવોની મારફતે અને સર્વ જીવોના જીવનરૂપે પણ તે પ્રભુજ કામ કરી રહ્યો છે. સર્વ લોકો અને સર્વ ધર્મો આ બાબતનો સ્વીકાર કરે છે; અને જો આ વાત ખરા હૃદયથી સ્વીકારવામાં આવે તો પછી કોઇ પણ મનુષ્ય નાસ્તિક કે અધર્મી ઠરે તેમ નથી.

ઈશ્વરના સંબંધમાં કેટલાકો જે અભિપ્રાય ધરાવે છે તે જો ખરા હોય તો તેને અનુસરીને કેટલાક નાસ્તિક અને અધર્મી ઠરે

ખરા. કેટલાક ભક્તો અને ધાર્મિક ઝનુનવાળા પુરુષો ઈશ્વરમાં—ગુણના નામથી—એવા દોષોનું આરોપણ કરે છે, કે જે દોષો કોઈ સામાન્ય મનુષ્ય પણ પોતાને લાગુ પાડવાની રજા આપી શકે નહિ. ઇશ્વર પોતાનાં બાળકો પ્રત્યે ક્રોધ, ઇર્ષ્યા કે વેર જેવી આસુરી વૃત્તિઓ રાખી શકેજ નહિ; છતાં અણસમજુ મનુષ્યો ઈશ્વરમાટે તેવોજ અભિપ્રાય ધરાવે છે! ક્રોધ, ઈર્ષ્યા, વેર વગેરે દોષો જેનામાં હોય એવા કોઇપણ મનુષ્યવિષે આપણે હલકો અભિપ્રાય ધરાવીએ છીએ; છતાં આશ્ચર્યની વાત એ છે કે, એવા દોષોનું ખુદ ઇશ્વર ઉપરજ આરોપણ કરતાં મનુષ્યો અચકાતાં નથી!

ખરી રીતે વિચારીએ તો **ચોખ્ખા દિલના સ્પષ્ટવક્તાઓજ ધર્મના ખરા મિત્રો છે;** તેઓજ પરમાત્માના ખરા ભક્તો છે અને તેઓજ મનુષ્યજાતિના ખરા સેવકો છે. મહાત્મા બુદ્ધ, ક્રાઇસ્ટ, નાનક, કબીર વગેરે એવા ખરેખરા સ્પષ્ટવક્તા હતા. કારણ કે તેઓ ચાલતા આવેલા અયોગ્ય રીતરિવાજો અને માન્યતાઓને વશ થયા ન હતા.

જ્યારે મહાત્મા બુદ્ધે હિંસારૂપી દુષ્ટ રાક્ષસીની વિરુદ્ધ પ્રબળ શસ્ત્ર ઉઠાવ્યું અને પશુયજ્ઞના પ્રાચીન રિવાજની વિરુદ્ધમાં ઉપદેશ શરૂ કર્યો,ત્યારે તે સમયના ધર્મિષ્ઠ ગણાતા ઘણાયે આસ્તિક પુરુષોએ તેમને નાસ્તિક અને પાખંડી કહેવામાં કસર રાખી ન હતી. પરંતુ જ્યારે તેમના ઉપદેશનો પ્રચાર થયો અને ઇશ્વરી જ્યોતિ તેમના-દ્વારા ચમકવા લાગી, ત્યારે સર્વ કોઇ તેમના તરફ પૂજ્યબુદ્ધિથી જોવા લાગ્યું અને લોકો તેમને ઇશ્વરાવતારતરીકે ઓળખવા લાગ્યા.

જે અતિ મહત્ત્વના સત્યની બાબતમાં આપણે સર્વ એકમત છીએ, તે સત્ય એક સોનેરી દોરીરૂપ છે અને તે સર્વ ધર્મમાં વ્યાપી રહેલી છે. જ્યારે પણ આપણે તે સત્યને આપણા પોતાના દરરોજના જીવનમાં વણીશું; ત્યારે નજીવા મતભેદો, સાંકડા હૃદયના અભિપ્રાયો અને હસવા જેવી તકરારો તેમની ક્ષુદ્રતાને લીધે આપોઆપજ ચાલ્યાં જશે; અને હૃદયમાં એવી ઉદારતા આવશે કે એક યાહુદી ખ્રિસ્તી દેવળમાં, એક ખ્રિસ્તી યાહુદી દેવળમાં, એક મુસલમાન હિંદુમંદિરમાં અને એક હિંદુ મસ્જીદમાં તેમજ એક બૌદ્ધ ખ્રિસ્તીમંદિરમાં અને એક ખ્રિસ્તી બૌદ્ધમંદિરમાં જઇને પ્રભુની ઉપાસના કરતાં જરા પણ અચકાશે નહિ. લોકો પોતાના ઘરમાં બેસીને, પર્વતપર જઇને અથવા તો પોતાનો દર-

રોજનો ધંધો કરતાં કરતાં પ્રભુની ઉપાસના કરી શકશે. ઉપાસનાને માટે પ્રભુ અને આત્મા એ બેનીજ જરૂર છે. અમુક કાળ, સ્થાન કે પ્રસંગની એમાં જરૂર નથી. કેમકે દરેક સમયે અને દરેક સ્થળમાં આત્મા અને પ્રભુ મળી શકે અને પરસ્પર વાત કરી શકે.

ઘણી બાબતો એવી હોય છે કે જેના સંબંધમાં બધા એકમત ન થાય. પરંતુ તે બાબતો નજીવી અને અંગત હોઈ કાળે કરીને નાશ પામી જાય છે. મૂળ સિદ્ધાંતને નહિ સમજનાર એવો એક ખ્રિસ્તી પ્રશ્ન કરે છે કે, શું ક્રાઈસ્ટને ઇશ્વરી પ્રેરણા નહોતી થઈ? હા, થઇ હતી; પણ ઈશ્વરી પ્રેરણા ઝીલનાર તે એકલાજ ન હતા. એક બૌદ્ધ પૂછવાને દોરવાય કે, શું બુદ્ધને સત્યનો પ્રકાશ મળ્યો ન હતો? હા, મળ્યો હતો; પણ તે પ્રકાશ મેળવનાર કાંઈ તે એકલાજ ન હતા.

મુસલમાનબંધુ એમ સવાલ કરવાને દોરવાય કે, શું મહમદ સાહેબે ઈશ્વરી અવાજ નહોતો સાંભળ્યો? હા, સાંભળ્યો હતો; પણ તે અવાજ સાંભળનાર કાંઇ તેઓ એકજ ન હતા. કોઇ ખ્રિસ્તી પૂછે કે, શું બાઇબલ ઈશ્વરપ્રેરિત નથી? હા છે; પરંતુ બીજા પણ ઇશ્વરપ્રેરિત ગ્રંથો છે. એક બ્રાહ્મણ એમ પૂછી શકે કે, શું વેદો ઈશ્વરપ્રેરિત નથી? હા છે; પરંતુ બીજા પણ પવિત્ર ગ્રંથો ઈશ્વરપ્રેરિત છે. તમારા પવિત્ર ગ્રંથોને ઈશ્વરપ્રેરિત માનવામાં તમારી ભૂલ નથી; પણ જગતમાં બીજા પણ જે ઇશ્વરપ્રેરિત ગ્રંથો છે, તે બાબતમાં આનાકાની કરો છો; તેમાંજ તમારી ભૂલ થાય છે અને તમારી સંકુચિત વૃત્તિ જણાઇ આવે છે.

સર્વ પવિત્ર પુસ્તકો અથવા પ્રભુપ્રેરિત ગ્રંથોનું મૂળ એકજ પરમાત્મા છે. પોતાનાદ્વારા ઈશ્વર બોલી શકે એટલે દરજ્જે જેઓ પોતાનાં અંતઃકરણ પવિત્ર અને ખુલ્લાં રાખે છે, તેમનાદ્વારા ઈશ્વરજ ઉપદેશ આપે છે. તેની પ્રેરણા ઝીલવામાટે કેટલાક વિશેષ લાયક હોય અને કેટલાક ઓછા લાયક પણ હોય. તેનો દિવ્ય અવાજ સાંભળવા માટે જે પ્રમાણમાં મનુષ્ય પોતાના આત્માને તેના તરફ ખુલ્લો રાખે છે, તે પ્રમાણમાં તે તેની પ્રેરણાને અવશ્ય ગ્રહણ કરી શકે છે. પવિત્ર ગ્રંથનો એક લેખક જણાવે છે કે, જ્ઞાન એ દિવ્ય શક્તિનો શ્વાસ છે અને દરેક જમાનામાં જે પવિત્ર આત્માઓ તે શ્વાસને પોતાના અંતરમાં ઝીલે છે, તેઓ પ્રભુના મિત્રો અને પેગંબરો બને છે.

પરમાત્માએ માત્ર અમુક થોડાજ મનુષ્યો આગળ, અમુક-

જ સમર્યે અને આ પૃથ્વીના અમુકજ વિભાગમાં પોતાનું સ્વરૂપ પ્રકટ કર્યું છે; એવું સમજનારા મનુષ્યો ખરેખર સંકુચિત વૃત્તિ-વાળા—અલ્પજ્ઞ—છે. સત્ય વાત એજ છે કે, પ્રભુની પોતાની પેઠે તેનો પ્રેમ અને જ્ઞાન સર્વ દેશ અને સર્વ કાળમાં મનુષ્યોમાટે તૈયાર છે. જે પણ દેશમાંનો જે પણ મનુષ્ય તેને પૂર્ણભાવથી ભજે છે અને સત્યપરાયણ જીવન ગાળે છે; તેના તરફ અનિવાર્ય નિ-યમને અનુસરીને આપોઆપજ પ્રભુનાં જ્ઞાન અને પ્રેમ આકર્ષાઇ આવે છે, અને તેને જીવાત્મામાંથી મહાત્મામાં ફેરવી નાખે છે.

જો ઉપલા સત્યની આપણને યથાર્થ પ્રતીતિ થાય તો પછી અમુક વ્યક્તિ કયા ધર્મને અનુસરે છે, એ બાબત નકામી થઇ પડે છે; અને આ પરમ સત્ય પ્રમાણે પોતાનું જીવન તે કેટલે અંશે ગાળે છે, તેજ વાત તે માણસની યોગ્યતાની તુલના કરવા માટે ખાસ અગત્યની રહે છે. 'મારોજ ધર્મ સાચો છે' એવી એકદેશી વૃત્તિ જેટલા પ્રમાણમાં આપણે ઓછી કરીને ઉપલા સર્વમાન્ય સત્ય તરફ પ્રીતિ વધારતા જઈશું, તેટલાજ પ્રમાણમાં બીજાઓને તેમના ધર્મમાંથી આપણા ધર્મમાં લાવવાનું કામ આપણને ભૂલ-ભરેલું અને બીનજરૂરી લાગશે; એટલુંજ નહિ પરંતુ અનુકૂળ આવે તેવે માર્ગે સત્યનો સાક્ષાત્કાર કરવામાં તેમને ઉલટા આપ-ણે સહાયજ આપીશું. ચીનનો એક વિદ્વાન જણાવે છે કે **"હૃદય-ના પ્રમાણિકપણામાંજ ધર્મનું ખરૂં રહસ્ય સમાયેલું છે."** અને આપણને શોધ કરતાં માલૂમ પડશે કે, ધર્મસંસ્થાપકના નામને યોગ્ય દરેક મહાન પુરુષનો આવોજ સિદ્ધાંત છે.

સઘળા ધર્મનાં મૂળ તત્ત્વો એકસરખાં છે. જૂદા જૂદા લોકોના વિકાસના પ્રમાણમાં માત્ર નાની નાની બાબતોમાંજ તેમના મત જૂદા પડે છે. મને ઘણી વાર પૂછવામાં આવે છે કે "તમારો ધર્મ કયો ?" પ્રત્યુત્તરમાં હું જણાવું છું કે "પ્રિય બંધુ ! આવો પ્રશ્ન તમારે કેમ પૂછવો પડયો ? જેમ અનંત જીવનરૂપ પર-માત્મા એકજ છે; તેમ ધર્મ પણ એકજ છે. જૂદા જૂદા લોકોની જૂદી જૂદી સમજશક્તિને લીધે તેમજ દેશ, કાળ ઇત્યાદિ સંયોગોના ભેદને લીધેજ એક મૂળ ધર્મના જૂદા જૂદા ફાંટારૂપે સંપ્રદાયો નીકળેલા છે અને તે ભેદો પણ વસ્તુતઃ બહુજ ઓછા મહત્ત્વના છે. જેમ જેમ જીવાત્મા વિશેષ વિકાસ પામતો જાય છે, તેમ તેમ તેને આ ભેદો ઓછા અગત્યના લાગે છે; જેથી જગતમાં દેખાતા

જૂદા જૂદા નામવાળા ધર્મો યથાર્થ રીતે તો એકજ ધર્મ છે. જે ક્ષણે આપણે ઉપર જણાવેલા સત્યનો અનાદર કરીને સત્ય ધર્મના શાશ્વત અને જીવનપ્રદ તત્ત્વથી દૂર ખસીએ છીએ, તેજ ક્ષણે આપણે અમુક બંધનોથી બંધાઇએ છીએ; અને જેટલા પ્રમાણમાં આપણે ઉપર પ્રમાણે વર્તીએ છીએ, તેટલા પ્રમાણમાં આપણે આપણી આસપાસ એવી દિવાલો બાંધીએ છીએ, કે જેથી બીજા ધર્મના મનુષ્યો પણ આપણાથી દૂરજ રહે છે. આ પ્રમાણે આપણને પોતાને પણ વિશ્વવ્યાપી સત્યનો સાક્ષાત્કાર કરવામાં એ દિવાલો અડચણરૂપ થાય છે. કેમકે **જે માન્યતા કે સિદ્ધાંત સર્વવ્યાપી નથી તે સત્યના નામને લાયક નથી.**

ધર્મ તો ફક્ત એકજ છે. ઇશ્વરી પ્રેરણા પામેલો ઇરાનના પવિત્ર ગ્રંથોનો લેખક જણાવે છે કે "હું ગમે તે રસ્તો ગ્રહણ કરૂં, છતાં આગળ જતાં તે તારી પાસે લઇ જનારા ધોરી માર્ગમાંજ ભળી જાય છે." ઇશ્વરે જગતમાં પાથરેલી ધર્મરૂપી વિશાળ શેત્રંજીમાં જૂદા જૂદા ધર્મોરૂપી જૂદા જૂદા રંગના અટાપટાઓ છે અને તે ઉપર આકાશની પેઠે ઉચ્ચ અને નીચ, ધનવાન અને ગરીબ એ સર્વને માટે એકસરખો અને પૂરેપૂરો અવકાશ છે.

એક બૌદ્ધ મહાત્મા કહે છે કે, **પવિત્ર મનુષ્યો પ્રત્યેક ધર્મને માન આપે છે.** એક ચીનનો તત્ત્વજ્ઞાની જણાવે છે કે "વિશાળ હૃદયનાં મનુષ્યો ભિન્ન ભિન્ન ધર્મોમાં રહેલા એક અભિન્ન સત્યને જુએ છે, ત્યારે સંકુચિત દૃષ્ટિવાળાની નજરે કેવળ ભેદભાવજ દેખાયા કરે છે." હિંદુધર્મ જણાવે છે કે "अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् । उदारचरितानां तु वसुधैव कुटुंबकम् અર્થાત્ આ મારૂં છે અને આ પારકું છે, એવું તો સંકુચિત હૃદયવાળાંજ મનુષ્યો માને છે; પરંતુ ઉદાર ચરિત્રવાળાઓને તો સમગ્ર પૃથ્વી કુટુંબતુલ્ય છે." એક ખ્રિસ્તી જણાવે છે કે "વેદીપર જૂદા જૂદા પ્રકારનાં પુષ્પ ચઢે છે, પણ સર્વની પૂજાનું લક્ષ્ય તો એકજ હોય છે." સ્વર્ગ એક મહેલરૂપ છે અને તેમાં પેસવાનાં અનેક દ્વાર છે. હરેક મનુષ્ય પોતાને અનુકૂળ આવે તે દ્વારથી તે મહેલમાં દાખલ થઇ શકે છે. શું આપણે બધા એકજ પ્રભુનાં બાળકો નથી? પ્રભુએ આ પૃથ્વી ઉપર વસતી સઘળી પ્રજાઓને એકજ લોહીની બનાવી છે. અર્વાચીન કાળમાં એક જ્ઞાનીએ કહ્યું છે કે "મનુષ્યના આત્માને માટે પ્રાચીન સમયમાં જે લાભકારક હતું, તે પ્રભુએ તે સમયના લોકોને

શીખવ્યું હતું; અને અત્યારે જે લાભકારક છે તે અત્યારે શીખવે છે.”

રાજકવિ ટેનીસને એક સ્થળે કહ્યું છે કે “મેં એક સ્વપ્નમાં એવું જોયું કે, પથ્થર ઉપર પથ્થર મૂકીને એક પવિત્ર મકાન બનાવવામાં આવ્યું. એ પવિત્ર મકાન નહોતું મંદિર કે નહોતી મસ્જીદ કે નહોતું (ખ્રિસ્તી ભાઇઓનું) દેવળ. તે ઘણુંજ ઉંચું અને સાદું હતું તથા સ્વર્ગમાંથી આવતી દરેક પવનની લહેરને માટે તેનાં દ્વાર ખુલ્લાં હતાં; આથી સત્ય, શાન્તિ, પ્રેમ અને ન્યાય, આ ચાર તત્ત્વોએ આવીને તે પવિત્ર મકાનમાં નિવાસ કર્યો હતો.”

ધર્મ એ તેના ખરા સ્વરૂપમાં તો મનુષ્યના આત્માને આનંદ આપનારી ઉંચામાં ઉંચી વસ્તુ છે. જ્યારે આપણને ધર્મનો તેના ખરા સ્વરૂપમાં અનુભવ થાય છે, ત્યારે આપણને લાગે છે કે, તે ધર્મ કદાપિ ઉદાસીનતા, અંધકાર કે દુઃખ ઉત્પન્ન કરશે નહિ; પણ સર્વથા શાંતિ, આનંદ અને સુખનોજ આપનાર થશે. એ ધર્મ કોઇને પણ તિરસ્કારપાત્ર નહિ લાગે, પણ સર્વને રુચિકર થશે. ધર્મગુરુઓએ આ સત્ય સિદ્ધાંતોને બરોબર સમજવા જોઇએ અને લોકોને તેમના આત્માના સ્વરૂપસંબંધી અને આત્મા-પરમાત્માના ઐક્યસંબંધી જ્ઞાન આપવામાં પોતાના સમયનો અને શક્તિનો વ્યય કરવો જોઇએ. જો આમ થાય તો એટલો બધો આનંદ વ્યાપી રહે અને મંદિરો, મસ્જીદો તથા દેવળોમાં લોકોનાં એટલાં તો ઝુંડનાં ઝુંડ આવે કે તે સ્થળોમાં એ લોકો સમાઇ પણ ન શકે; અને લોકોના હૃદયમાંથી આનંદના ઉદ્દગાર નિરંતર એટલા બધા નીકળ્યા કરે, કે જેથી તે દરરોજના ઉપયોગી, સત્ય અને જીવનશક્તિને આપનારા ધર્મને સર્વ કોઇ ચાહવા લાગે. સંસારના **દરરોજના જીવનમાં જે ધર્મ જેટલે અંશે લાભકારી નીવડે તેટલેજ અંશે તે ધર્મ સત્ય છે.** જો તે આ કસોટીમાં પસાર ન થઇ શકે તો સમજવું કે, તે ધર્મ ધર્મના નામને પાત્ર નથી. દરરોજના કાર્યમાં ઉપયોગી થઇ પડે એવાજ ધર્મની મનુષ્યને સદા જરૂર છે. એવા ધર્મસિવાય બીજા ધર્મના સંબંધમાં કરેલો શક્તિ અને સમયનો વ્યય નિરર્થક છે. વ્યવહારમાં દરરોજ આવી પડતા પ્રસંગો ઉપર એ ધર્મનો આપણે ધ્યાનપૂર્વક સદુપયોગ કરીએ, તોજ આપણે ખરી રીતે જીવ્યા છીએ એમ કહી શકાય. જો એટલું પણ ન કરી શકીએ તો આપણું જીવન નિરર્થકજ ગયું છે, એમ સમજવું.

---

# પ્રકરણ ૧૧ મું

## સર્વોત્કૃષ્ટ સંપત્તિ પામવાનો સરસ માર્ગ

મને વારંવાર પૂછવામાં આવે છે કે "પરમાત્મા સાથેના ઐક્યનો અનુભવ કરવાનો વ્યાવહારિક માર્ગ કયો? તમે જણાવેલા સિદ્ધાંતો ઘણાજ સુંદર છે અને ખરા પણ લાગે છે; પરંતુ જે અનુભવથી અતિ આશ્ચર્યકારક પરિણામ આવે, તે અનુભવને આપણા જીવનમાં આપણે કેવી રીતે ઉતારી શકીએ?"

માર્ગ તો સરલ છે અને તેને વિકટ બનાવવો કે નહિ, એ પણ આપણાજ હાથમાં છે. એ માર્ગની કુંચી "ખુલ્લાં રાખો" એ શબ્દોમાં રહેલી છે.

આપણે તો બસ આપણા અંતઃકરણનાં દ્વાર ખુલ્લાં રાખવાનાં છે, કે જેથી તે અનંત ચૈતન્યનો દિવ્ય પ્રવાહ પોતાને પેસવાના માર્ગની રાહ જોયા કરે છે તે આપણામાં દાખલ થઇ શકે. શિખર ઉપરના મુખ્ય જળાશયમાં તો તે દિવ્ય ચૈતન્યરૂપ અમૃતવારિ ભરેલુંજ છે. માત્ર તેની સાથે સંબંધ રાખતો દરવાજોજ ખુલ્લો કરો, એટલે તરતજ તે પાણી પોતાના જાતિસ્વભાવને અનુસરીને નીચેનાં ખેતરમાં ભરાવા લાગશે અને તેને ફળદ્રૂપ બનાવશે. અનંત જ્ઞાન, અખૂટ સામર્થ્ય અને અપાર આનંદના અમાપ સાગરરૂપ પરમાત્મા સાથે આપણે શો સંબંધ છે અને તેનો આપણી સાથે શો સંબંધ છે, તે અત્યારસુધીમાં આપણે બહુજ સારી રીતે વિચારી ગયા છીએ; જેથી હવે ફક્ત કહેવાનું એટલુંજ છે કે, તે પરમાત્મા અને આપણી વચ્ચેના ઐક્યનો સાક્ષાત્કાર કરો. મન અને હૃદય તેના અદ્દ્ભુત ઐશ્વર્યને ગ્રહણ કરવા યોગ્ય અનુકૂળ સ્થિતિમાં આવી શકે તેવી રીતે તેમને ખુલ્લાં રાખવાં, એ સર્વથી મુખ્ય બાબત છે; અને તે પછી અંતઃકરણની તીવ્ર ઇચ્છા એ બીજી બાબત છે. સ્થૂલ ઇંદ્રિયો બાહ્ય પદાર્થોથી સંક્ષોભ ન પામે એવી મનની એકાંત શાંત સ્થિતિમાં દરરોજ થોડી પળ સુધી રહેવાનો અભ્યાસ પાડવો, એ પ્રારંભમાં ઘણુંજ સહાયકારક થઇ પડશે. એ શાંતિના સમયમાં પ્રભુની કૃપાનો અથવા તેની સાથેના ઐક્યનો અનુભવ મળે એવી આતુર સ્થિતિમાં રહો અને આ પ્રસાદ-

રૂપ અનુભવ તમને અવશ્ય થશે, એવી દૃઢ ભાવના રાખો. અનુભવરૂપ કિરણ પ્રથમ તમારા અંતરાત્મામાં ઉતરશે અને પછી તમારા મનમાં પ્રગટ થઇને ધીમે ધીમે તેની શક્તિ તમારા શરીરના દરેક અંગમાં તમે પ્રગટ થતી અનુભવશો. જે પ્રમાણમાં તમને આ અનુભવ થશે, તે પ્રમાણમાં તેની શાંતિજનક અને પ્રકાશ આપનારી શક્તિ તમારામાં કામ કરતી તમને લાગશે; તથા તમારો અંતરાત્મા, મન અને શરીર એ સર્વ એકબીજાને અનુકૂળ થતાં ચાલીને આખા જગતની સાથે તમે અનુકૂળ સંબંધમાં આવવા લાગશો. તમે ઉપર જણાવેલી ઉચ્ચ દશારૂપી પર્વતની ટોચે ઉભા હો, ત્યારે પ્રભુનો જે હિતાવહ નાદ તમે સાંભળો, તે નાદને તમે ત્યાંથી નીચે ઉતરો ત્યારે પણ યાદ રાખીને તમારી સાથે લેતા આવજો. જો કે તમને તે અતિ ઉચ્ચ દશાનો અનુભવ દરેક પળે નહિ થાય, તોપણ આ રીતે તમે ત્યાં અનુભવેલી સુંદરતા, પ્રેરણા અને પ્રકાશનું સ્મરણ કરીને તદનુસાર ઉત્તમ પ્રકારનું જીવન તો અવશ્ય ગાળી શકશો.

આ રીતે અભ્યાસ વધારતાં વધારતાં એવો પણ સમય તમારા જીવનમાં આવી પહોંચશે કે જ્યારે એકાદ વ્યાપારીની દુકાનમાં અથવા તો ઘોંઘાટવાળા બજારમાં પણ તમે બાહ્ય વિષયોપર માનસિક પડદો નાખીને તમારા મનને અંતર્મુખ કરી શકશો અને અનંત જીવન, અનંત પ્રેમ, અનંત જ્ઞાન, અનંત શાંતિ, અનંત શક્તિ અને અનંત સમૃદ્ધિના મૂળરૂપ પરમાત્મા—કે જે તમને દોરવે છે, તમને જાળવે છે, તમારૂં રક્ષણ કરે છે અને તમને માર્ગ દર્શાવે છે, તેનો અનુભવ કરી શકશો. **શાશ્વત પ્રાર્થના** તે આનુંજ નામ છે. પ્રભુને પીછાણવો અને પ્રભુ સાથે ચાલવું તે પણ આજ સ્થિતિ. પ્રભુને પોતામાં જોવો તે પણ આજ દશા. આનુંજ નામ નવો જન્મ અથવા બીજો જન્મ. પહેલો જન્મ સ્થૂલ છે અને બીજો જન્મ આધ્યાત્મિક છે; કેમકે એ સમયે પશુવૃત્તિ નાશ પામી દૈવી વૃત્તિનો જન્મ થાય છે. મનુષ્યની ગમે તેવી માન્યતા યા શ્રદ્ધા હોય, પણ અનંત પ્રભુમય જીવનનો આસ્વાદ તો આ સ્થિતિનો જે કોઇ અનુભવ કરે તેજ લઇ શકે છે; કારણ કે પ્રભુને પીછાણવો તેજ પ્રભુમય જીવન છે. 'ધીમે ધીમે આપણને પ્રભુનો અનુભવ થશે' એવાં વાક્યોને બદલે 'અત્યારે આ પળેજ તે સુંદરતાની મૂર્તિનો સાક્ષાત્કાર થઇ શકે છે' એવાજ ઉદ્ગાર

એવા મનુષ્યના હૃદયમાં સ્ફુરવા લાગે છે.

જો આપણી ઇચ્છા હોય અને આપણે દૃઢ સંકલ્પ કરીએ તો આજ દિવસે, આજ કલાકે અને આજ પળે આપણને આવા અનુભવ-આવી પ્રતીતિ થઈ શકે. જો આપણે આપણું મુખ ખરી દિશા તરફ ફેરવીએ તો સંપૂર્ણ સાક્ષાત્કારની ભવ્ય સ્થિતિ, આજ નહિ તો કાલે પણ જરૂર આપણે પ્રાપ્ત કરી શકીએ. જો પર્વતના શિખર તરફ આપણું મુખ રાખીએ અને પછી જો ધીમે અથવા ઉતાવળે ચાલ્યા કરીએ તો આપણે વહેલા કે મોડા તે શિખર ઉપર પહોંચીશુંજ. પણ જ્યાંસુધી આપણે એ ખરી અને સીધી દિશા તરફ વળીએ અને ચાલીએ નહિ, ત્યાંસુધી કદિપણ આપણે ત્યાં પહોંચી શકીએ નહિ. કવિ ગેટેએ ઠીકજ કહ્યું છે કેઃ-

" જો તમે ખરા અંતઃકરણથી કામ કરવા ઇચ્છતા હો તો આ પળનોજ લાભ લો; અને જે પણ તમે કરી શકતા હો, અથવા કરી શકશો એમ ધારતા હો તેનો પ્રારંભ કરો. આવી હિંમતમાંજ તમારી બુદ્ધિ, શક્તિ અને ચમત્કાર રહેલો છે. કામમાં જોડાઓ અને માનસિક બળ વધશે; કામ આરંભો અને પૂરું પણ થશે.

ગૌતમ સિદ્ધાર્થે-ભવિષ્યના બુદ્ધે-પણ કહ્યું હતું કેઃ-"સત્ય શું છે તે મારા જાણવામાં આવ્યું છે એટલે હવે હું જરૂર એ કાર્ય સિદ્ધ કરીશ અને બુદ્ધ થઇ શકીશ." આવી નિશ્ચયની પ્રબળતાથીજ ગૌતમસિદ્ધાર્થે અહીં ને અહીં બુદ્ધ થઈને નિર્વાણની પ્રાપ્તિ કરી હતી. આ પ્રમાણે આ નિર્વાણપ્રાપ્તિ-આ પરમાત્મસાક્ષાત્કાર આ ઠેકાણે અને અત્યારે પણ શકય છે, એવો બુદ્ધનો ઉપદેશ હતો; અને એ ઉપદેશવડે એ શકયતા સમજાવીને તેઓ કરોડો મનુષ્યોને પ્રકાશનો માર્ગ બતાવી શકયા હતા.

મહાત્મા જીસસે કહ્યું હતું કે "શું તમને માલૂમ નથી કે, મારે મારા પિતાનું કામ કરવાનું છે?" આ પ્રમાણે આ બાબતને પોતાનો ઉદ્દેશ બનાવીને તેમણે પ્રયત્ન કર્યો તેથીજ તેમણે "હું તથા મારા પિતા એક છીએ" એ પરમ સત્યનો સાક્ષાત્કાર કર્યો. આ પ્રમાણે પૃથ્વીપર વસવા છતાં પણ તેમણે તે પરમ સ્વારાજ્યનો પૂર્ણ અનુભવ કર્યો. તેમનો પણ એજ ઉપદેશ હતો કે, અહીં અને આ વખતે પણ મનુષ્યો આ તત્ત્વનો અનુભવ કરી શકે તેમ છે. આ ઉપદેશદ્વારા તેમણે લાખો મનુષ્યોને અનુભવનો પ્રકાશ આપ્યો છે. વ્યાવહારિક બાબતો વિષે પણ આ કરતાં

વધારે પ્રભાવશાળી અને લાભકારી ઉપદેશવાક્ય બીજાં થોડાંજ મળશે કે **"પ્રભુના સામ્રાજ્યનો અનુભવ કરો, એટલે દુનિયાની બધી ચીજો તમને પોતાની મેળે મળી રહેશે."**

જે મનુષ્ય સત્યનિષ્ઠ અને પ્રમાણિક છે અને જેણે એવા ઉપદેશોનું રહસ્ય સમજવા પ્રયત્ન કર્યો છે, તે મનુષ્ય જરૂર તેની સત્યતાને અને કયા નિયમોપર એ ઉપદેશનો આધાર છે તે પણ બરાબર રીતે સમજ્યા વગર રહેશે નહિ.

હું જાતે એવા મનુષ્યોના સંબંધમાં આવ્યો છું કે જેમણે અનંત જીવન સાથેની પોતાની એકતા અનુભવેલી છે અને જેઓ તે અનંત જીવનરૂપ પરમાત્માની પ્રેરણા પ્રમાણેજ જીવન ગાળે છે, તથા પરમ શ્રેષ્ઠ સત્યના જ્વલંત દૃષ્ટાંતરૂપ થઇ રહ્યા છે–અર્થાત્ તેમને માત્ર પ્રેરણાઓજ મળે છે એમ નથી; પરંતુ તેમનું આખું જીવન તે પ્રેરણાઓ પ્રમાણે ચાલ્યા કરે છે.

જે કોઇ અનંત જીવનરૂપ પરમાત્મા સાથેની પોતાની એકતાનો યથાર્થ ખ્યાલ લાવી તદનુસાર પોતાનું જીવન ગાળી શકે છે, તેજ નિરંતર પરમ સ્વારાજ્યનો અનુભવ કરી શકે છે; એવાજ મનુષ્યોને સઘળી આવશ્યક વસ્તુઓ આપોઆપ આવી મળે છે; કોઇ પણ ચીજની તેમને ઓછપ નડતી નથી; શું કરવું અથવા કેવી રીતે કરવું. તેની પણ તેમને ચિંતા કરવી પડતી નથી; તેઓ નચિંત જીવન ગાળે છે; અને અનંત સર્વજ્ઞ શક્તિ તેમની માર્ગપ્રદર્શક હોવાથી તેઓને કોઇ પણ જાતની જોખમદારી અથવા ચિંતા રહેતી નથી. આવા પ્રભુમય બની ચૂકેલા જીવનમુક્ત મહાત્માના ગુણોનું કેટલુંક વર્ણન કરવું? જો આવા મહાપુરુષોનો અને એમાં પણ ખાસ કરીને જે બે ત્રણ પુરુષોનો ખ્યાલ આ (મૂળ) લખનારને આ પળેજ આવે છે, તેમનો જીવનક્રમ આ સ્થળે સવિસ્તર આપવામાં આવે તો કેટલાકને તે ચમત્કારરૂપ અથવા તો અવિશ્વાસયોગ્યજ જણાય. પરંતુ આ વાત સ્મરણમાં રાખવી ઘટે છે કે, જે કામ એક મનુષ્ય કરી શક્યો, તે કામ બીજો પણ કરી શકે. કેમકે દરેક મનુષ્યનું જીવન પરમાત્માના અંશરૂપ અને તેની સાથે સંબંધવાળું છે. જો મનુષ્ય એ પરમાત્મતત્ત્વ સાથે અને શ્રેષ્ઠ નિયમોની સાથે પોતાની એકતા સમજીને તદનુસાર જીવન ગાળે તો તેનું–અને બધા તેમ કરે તો દરેક મનુષ્યનું જીવન તેવાજ પ્રકારનું થઇ શકે. આખા જગતમાં વ્યાપી રહેલા એ પરમ દિવ્ય પ્રવાહમાં રાખલ

થવા માટે આ જીવન છે. મનુષ્ય જ્યારે આ દિવ્ય જીવનના પ્રવાહમાં દાખલ થાય છે, ત્યારે પછી તેને પોતાની જીંદગી બોજારૂપ લાગતી નથી. જેવી રીતે ભરતી–ઓટ નિયમિત રીતે થયા કરે છે; જેવી રીતે બધા ગ્રહો આપોઆપ પોતાના અમુક ચક્રમાં ફર્યા કરે છે; જેવી રીતે ઋતુઓ એક પછી એક આવ્યા કરે છે; તેવીજ સ્વાભાવિક રીતે એવા મનુષ્યનું જીવન ચાલ્યા કરે છે.

આપણા જીવનમાં સર્વ પ્રકારના ક્લેશકંકાસ, શંકાઓ, વ્યાધિઓ, દુઃખ, ભય, ચિંતા, હાડમારીઓ વગેરે ઉપજે છે, તેનું મુખ્ય કારણ એજ છે કે, આપણે દિવ્ય ક્રમાનુસાર આપણું જીવન ગાળતા નથી; અને જ્યાંસુધી આપણે હાલની પેઠેજ આપણું જીવન ચાલુ રાખીશું, ત્યાંસુધી તો એવાં તેવાં દુઃખ આવ્યાજ કરવાનાં. દિવ્ય જીવનપ્રવાહની વિરુદ્ધ વર્તવું એજ કઠિન હોઈને તે પ્રવાહની સાથે ચાલવાથી તો ઉલટો તે મહાન શક્તિનો આપણને લાભ મળે છે. આ પ્રમાણે આ કામ તો ઉલટું સરળ અને નિર્ભય છે. અનંત જીવન સાથેના આપણા ઐક્યનો અનુભવ કરવો એનુંજ નામ દિવ્ય જીવન અથવા પ્રભુમય જીવન છે. આ અનુભવ કરવાથી આપણી આસપાસની સર્વ વસ્તુ સાથે–પરમધામ અને અખિલ બ્રહ્માંડની સાથે આપણે અનુકૂળ સંબંધમાં આવીએ છીએ. આપણા અંતરાત્મા, મન તથા શરીરની વચ્ચે એકવાક્યતા વ્યાપી રહે છે. જ્યારે આવી સ્થિતિ થાય છે, ત્યારેજ પૂર્ણ અને સર્વાંગ જીવનનો આપણને અનુભવ થાય છે. આ સ્થિતિ થઈ એટલે પછી જડ ઇંદ્રિયોનું રાજ્ય આપણાપર ચાલી શકશે નહિ; સ્થૂલ જીવન માનસિક જીવનને વશ થશે અને માનસિક જીવન ઉપર આત્મિક જીવન પ્રકાશ પાડીને તેને વશ વર્તાવી શકશે. આપણામાં જે કાંઇ જીવનની અપૂર્ણતા અને એકદેશીયપણું હશે તે ચાલ્યાં જશે; અને શારીરિક, માનસિક તથા આત્મિક જીવનનો–તેની સુંદરતા તથા નિરંતર વધતા જતા આનંદ અને શક્તિઓ સહિત–આપણને અનુભવ થશે; તથા જીવનના પ્રશ્નોનો નીકાલ લાવનાર એજ એક ધોરી રસ્તો છે, એનું આપણને ભાન થશે. શરીરને કેવળ કષ્ટ આપવાથી તેમજ શરીરનું લાલન કરવાથી આ માર્ગ જડશે નહિ. આ જગતમાં દરેક વસ્તુનો ઉપયોગ છે, પણ તેનો ડહાપણપૂર્વક ઉપયોગ કરવો ઘટે છે. જેમ જેમ આપણે આપણા તન અને મનનો સદુપયોગ કરતા ચાલીએ છીએ તેમ

તેમ આપણને ઉચ્ચ અનુભવો થતા જાય છે, અને તેથી આપણી શક્તિઓ ઓછી થતી નથી; પણ ઉલટી વિશેષ ખીલતી જાય છે. જેમ જેમ આપણા શરીરમાંથી હલકા પરમાણુઓ ઓછા થતા જાય છે અને જેમ જેમ સૂક્ષ્મ અને ઉચ્ચ પ્રકારના પરમાણુઓ તેનું સ્થાન લે છે, તેમ તેમ આપણી બધી ઇંદ્રિયો સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને વધારે લાયક બને છે; અને જે શક્તિઓ આપણામાં હોવાનો આપણને ખ્યાલ પણ નથી હોતો તે શક્તિઓ અનુભવાવા લાગે છે. આ પ્રમાણે સ્વાભાવિક રીતે ઇંદ્રિયાતીત જીવનનો આપણને અનુભવ થાય છે; અને ઉચ્ચ નિયમો તથા સત્યની વિવિધ બાજુઓ આપણી આગળ પ્રત્યક્ષ થાય છે. આ પ્રમાણે ઇંદ્રિયાતીત જીવન અને ઉચ્ચતમ દશાઓનો અનુભવ થાય છે, એટલે પછી અમુક મનુષ્યમાં અમુક શક્તિઓ કે જ્ઞાન હતું કે નહિ, એવી તેવી બાબતોની તકરાર કરવામાં વખત ગુમાવવાનું આપણે છોડી દઈએ છીએ. કારણ કે આપણે પોતેજ તે જ્ઞાન અને શક્તિઓનો અનુભવ કરી શકીએ છીએ. આ પ્રમાણે થવાથી હવે આપણે કેવળ બીજાનાજ કહેવા મુજબ લોકોને દોરવીશું નહિ, પણ આપણા પોતાનાજ જ્ઞાન અને અનુભવપૂર્વક બોલીશું અને તેથી પૂર્ણ સત્તા સાથે બોલીશું. દુનિયામાં ઘણી વસ્તુઓ એવી છે કે, જયાંસુધી આપણે અમુક પ્રકારનું જીવન ગાળીને તે વસ્તુઓ પ્રત્યક્ષ થાય એવી સ્થિતિમાં આપણી જાતને મૂકીએ નહિ, ત્યાંસુધી તે વસ્તુઓને આપણે જોઇ શકીએજ નહિ.

"જે પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલશે, તેજ પ્રભુનો સિદ્ધાંત સમજી શકશે." મહાતત્ત્વજ્ઞાની **પ્લોટીનસે** કહ્યું છે કે "**જે મન પ્રભુને જાણવા ઈચ્છતું હોય તેણે પ્રભુમય પણ બનવું જોઇએ.**" જેટલા પ્રમાણમાં આ ઉચ્ચ નિયમનું અને પરમ સત્યનું આપણને પ્રત્યક્ષ જ્ઞાન થશે, તેટલા પ્રમાણમાં આપણે પણ જ્ઞાની બનીશું અને પરમાત્માની પ્રનાલિકારૂપ પણ થઇશું કે જે પ્રનાલિકાદ્વારા બીજાઓ પણ તે નિયમો અને સત્યને જાણી શકે.

આ પ્રમાણે પરમ ચૈતન્યરૂપ પરમાત્માનો અનુભવ થયા પછી તે મનુષ્ય જ્યારે જ્યારે કોઇ પણ સ્થળે જાય છે અને જૂદા જૂદા મનુષ્યોના સંબંધમાં આવે છે, ત્યારે ત્યારે સર્વમાં એવા પ્રકારની પ્રેરણા ઉત્પન્ન કરે છે, કે જેના બળથી તેઓને એક પ્રકારની શક્તિ પોતામાં આવી હોય એવો અનુભવ થાય છે. આપણામાં જે પ્રકારની શક્તિઓ કામ કરી રહી હોય છે,

તેજ પ્રકારનો પ્રભાવ આપણે ચોતરફ અને પ્રત્યેક ક્ષણે ફેલાવ્યા કરીએ છીએ. જેવી રીતે પુષ્પમાંથી સુગંધ ફેલાય છે, તેવી રીતે આપણામાંથી એક પ્રકારની સારી યા નરસી અસર ચારે બાજુએ ફેલાયાજ કરે છે. ગુલાબનું પુષ્પ સર્વ દિશાએ પોતાની સુગંધ ફેલાવે છે અને તેની સમીપમાં આવનાર સર્વને તે સુગંધની અસર થવાથી તેમને આનંદ અને પ્રોત્સાહન મળે છે; અને એક ખરાબ છોડવો ચોતરફ દુર્ગંધ ફેલાવીને તેની પાસે વધુ વખત રહેનારને માંદો પાડે છે અથવા ગાંડો બનાવે છે; તેમ મનુષ્યનું જીવન પણ જેમ વધારે ઉચ્ચ પ્રકારનું હોય છે, તેમ તે ચોતરફ બીજાઓમાં પ્રોત્સાહન આપનારાં અને લાભદાયી આંદોલનો ફેલાવે છે; અને મનુષ્યનું જીવન જેમ વધારે અધમ હોય તેમ તે મનુષ્ય પોતાના સંબંધમાં આવનાર મનુષ્યોને નુકસાનકારક આંદોલનો પહોંચાડે છે. આવી રીતે દરેક મનુષ્ય પોતાની યોગ્યતા પ્રમાણે એક યા બીજા પ્રકારની અસર બીજાઓ ઉપર અવશ્ય કરે છે.

જે નાવિકો હિંદી મહાસાગરમાં પોતાનાં નાવ ચલાવે છે, તેઓ જણાવે છે કે, કેટલાક ટાપુઓમાંથી ચંદનની સુંગધ ઘણે દૂરથી આવવા લાગે છે અને એ સુંગધને લીધે તેઓ અમુક ટાપુની નજદીકમાં આવી પહોંચ્યા છે, એવું તેમને જ્ઞાન થાય છે. આ ઉપરથી તમારે પણ તમારા અંતરને એવું શુદ્ધ બનાવવું જોઇએ કે જેથી તમે જ્યાં જ્યાં જાઓ, ત્યાં ત્યાં તમારામાંથી પણ છુપી–છતાં પ્રબળ શક્તિ વહ્યાજ કરે અને સર્વને શુભ અસર કર્યા કરે. એમ કરવાથી તમે તમારી સાથે પ્રેરણાશક્તિ લઇ જશો અને દરેક સ્થળે આશીર્વાદ ફેલાવી શકશો. આથી તમારા મિત્રો અને બીજા લોકો કહેવા લાગશે કે "તમારા આવવાથી અમારા ઘરમાં શાન્તિ અને આનંદ ફેલાય છે." જ્યારે જ્યારે તમે બહાર ફરવા નીકળશો, ત્યારે ત્યારે થાકેલા, કંટાળેલા અને માંદા મનુષ્યો ઉપર પણ તમારો પ્રવાહ પડશે; તેમનામાં નવો જીવનપ્રવાહ વહેવા લાગશે અને નવી સ્ફૂર્તિ આવશે. જે ઘોડાની પાસે થઇને તમે પસાર થશો તે ઘોડો પણ અર્ધા મનુષ્યની માફક તમારા સામું આતુરતાથી જોવા લાગશે. અર્થાત જ્યારે મનુષ્યને પરમાત્મજીવનનો અનુભવ થાય છે, ત્યારે તેની શક્તિઓમાં જૂદોજ પ્રભાવ આવે છે. માટે "આપણે આવા પ્રકારનું જીવન અત્યારે અને અહીં પણ ગાળી શકીએ તેમ છીએ." એ સત્યને જાણવું, એજ આ જીંદગીમાં સર્વશ્રેષ્ઠ જ્ઞાન

છે અને એજ મોટામાં મોટો લહાવો છે. કેમકે એવું જ્ઞાન થતાંજ મનુષ્ય આનંદનાં ગીત ગાવા લાગે છે; અને વળી જ્યારે તેને તે દિવ્ય જીવનનો અનુભવ–અર્થાત સાક્ષાત્કાર થાય છે, ત્યારે તો તેના હૃદયમાંથી આવા પણ ઉદ્ગાર પણ નીકળી પડે છે કેઃ—

"અહા! હું સર્વ સમયે અનંત જીવનમાં રહેલો છું. સર્વ વસ્તુઓ મને હવે દિવ્ય ભાસે છે. હું અલૌકિક અન્નનું ભોજન અને અલૌકિક અમૃતનું પાન કરૂં છું. જ્યારે હું ઇન્દ્રધનુષ્યના ચળકતા લાલ, વાદળી, સોનેરી રંગનું પ્રકાશમય મિશ્રણ આકાશમાં જોઉં છું, ત્યારે તેમાં પણ મને પ્રભુનો અપાર પ્રેમ દેખાઇ આવે છે. જ્યારે હું પક્ષીઓને આનંદ સાથે ગાતાં જોઉં છું અથવા તો જ્યારે ચોતરફ ખુશબો ફેલાવતાં સુંદર પુષ્પોને ખીલેલાં નિહાળું છું અથવા તો પ્રાતઃકાળના તેજસ્વી રંગોનો કે રાત્રિનો ભવ્ય દેખાવ નજરે પડે છે, ત્યારે મારો આત્મા આનંદમાં ગરકાવ થઇ જાય છે અને મારી વૃત્તિઓ પ્રભુના મહિમામાં તન્મય થઇ જાય છે."

કોઇ પણ મનુષ્ય જેમ જેમ અનંત જીવન સાથેના પોતાના સ્વાભાવિક ઐક્યનો અનુભવ કરે છે અને તેને અનુસરતું જીવન ગાળે છે, તેમ તેમ સર્વ જરૂરી ચીજો આપોઆપ તેને આવી મળે છે. પોતાના હૃદયદ્વારને ખુલ્લું મૂકી તેના પ્રવાહની પ્રનાલિકા બનવાથી તેની સાથે સંબંધમાં આવનારને અનંત જીવનની ભવ્યતા, સુંદરતા અને આનંદનો સાક્ષાત્કાર અવશ્ય થાય છે. આવો મનુષ્ય પૃથ્વીપર વસવા છતાં સ્વર્ગીય સામ્રાજ્યનો ઉપભોગ કરી શકે છે. આ રીતે આપણે સ્વર્ગને પૃથ્વીપર લાવી શકીએ છીએ; અથવા ખરૂં કહેતાં પૃથ્વીને સ્વર્ગમાં લઇ જઇએ છીએ. આથી દુર્બળતાને બદલે સબળતા, નિસ્તેજતાને બદલે તેજસ્વિતા, દુઃખને બદલે સુખ, દિલગીરીને બદલે આનંદ, ભયને બદલે નિર્ભયતા, અને માત્ર શ્રદ્ધા કે આશાને બદલે અનુભવજ્ઞાન પ્રકટે છે. આવી રીતે મનુષ્ય શાંતિ, શક્તિ અને આવશ્યક વસ્તુસ્થિતિની વિપુલતા પ્રાપ્ત કરે છે અને અનંત ચૈતન્યની સાથે અભેદ અનુભવી પ્રભુમય બની રહે છે.



# રાલ્ફ વાલ્ડો ટ્રાઈનના જીવનસંબંધી ટુંક નોંધ

મિ. ટ્રાઇનનાં પુસ્તકોમાં પ્રકટ થયેલ બળ અને શાંતિ જોઈ લોકો માનવાને દોરવાય છે કે, તેણે વર્ણવેલી ઉચ્ચ દશા તેણે અનુભવી હશે, અને તે પ્રાપ્ત કરવાની અનુકૂળતા તેને મળીજ હશે. પ્રથમનું અનુમાન ખરૂં છે; પણ તેના સંયોગો અનુકૂળ કે સુખમય હતા, એવો ખ્યાલ તદ્દન ખોટો છે; કારણકે શાંતિ અને ધૈર્ય પ્રાપ્ત કરનારા ઘણા પુરુષોની માફક તે પણ અનેક હાડમારીઓમાંથી પસાર થયો છે!

મિ. ટ્રાઇનનો જન્મ અમેરિકામાં ઇલીનોઇસ પરગણામાં માઉન્ટ મોરિસ ગામમાં સન ૧૮૮૬ માં થયો હતો. બાલ્યાવસ્થાથીજ તે ગરીબાઇ અને દુ:ખમય સ્થિતિમાં ઉછર્યો હતો; અને તેનામાં માલૂમ પડતી ધીરજ, ખંત અને ઉદ્યોગ વગેરે ગુણો મોટે ભાગે તેની એવી પરિસ્થિતિને લીધેજ ખીલ્યા છે, એમ નિ:સંશય કહી શકાય.

તેનો ઇરાદો કાર્થેજ કૉલેજમાં એકેડેમીમાં અભ્યાસ કરવાનો હોવાથી તે માટે જોઇતું દ્રવ્ય તેણે લાકડાં કાપીને અને એવુંજ બીજું કામ કરીને મેળવ્યું હતું. તેની પાસે અભ્યાસ કરવા જતી વખતે માત્ર ૨૪૦ રૂપીઆ હતા. આટલી નાની રકમ ઉપર તેના કરતાં કમહિંમત અને નિશ્ચયવાળા વિદ્યાર્થીએ આ પગલું કદાપિ ભર્યું ન હોત. ત્યાંનો અભ્યાસ પૂરો કર્યા પછી તે નૉક્ષ કૉલેજમાં જોડાઇને ૧૮૯૧ માં ગ્રૅજ્યુએટ થયો, અને તે પછી પોતાના ગામમાં તે કૅશીઅર નીમાયો.

તે ભવિષ્યમાં કેવો થશે અને તેના વિચારો કેવું રૂપ લેશે, તેનો પૂરાવો તેના કૉલેજના અભ્યાસમાં બીજા વર્ષમાં મળી આવ્યો. અમેરિકાના દયાધર્મ વર્ધક મંડળે "ગુન્હા અટકાવવામાં દયામય કેળવણીની અસર" એ વિષય ઉપર સૌથી ઉત્તમ નિબંધ લખનાર કોઈ પણ કૉલેજના વિદ્યાર્થીને ૨૫ પાઉંડનું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું. મિ. ટ્રાઇનનો નિબંધ કમિટિએ સૌથી ઉચ્ચ કોટિનો ગણ્યો, કારણ કે તેમાં તેની ઉત્તમ લેખનશૈલી તેમજ તે વિષયસંબંધી દિલસોજી પ્રકટ જણાઇ આવ્યાં હતાં. વિસ્કોન્સીન યુનિવર્સિટિમાં એક વર્ષ ગાળ્યા પછી તેણે બાલ્ટીમોર જ્હોન હોપકિન્સ યુનિવર્સિટિમાં જોડાઈ ઇતિહાસ, રાજકીય અને સામાજિક શાસ્ત્રનો અભ્યાસ કર્યો. આ સઘળો સમય ખાનગી શિક્ષણ આપી તેણે ગુજરાન ચલાવ્યું હતું.

જ્યારે આપણે વિચારીએ છીએ કે મિ. ટ્રાઈન એકાંત અને જોખમદારી વિનાના સંયોગોમાં નહિ પણ વિવિધ અને કસોટી કાઢે તેવા પ્રસંગોમાંજ રહ્યો છે, ત્યારે તેની કલમ અને તેના જીવનની ભવ્યતા

આપણાપર બમણી અસર કરે છે. તેણે શિક્ષણ અને ભાષણ આપવા ઉપરાંત ઘણા પ્રકારની મજુરી કરી છે, ઉદ્યોગ કર્યો છે અને વર્તમાનપત્રના ધંધામાં પણ કામ કર્યું છે. કેટલીક વાર તો શહેરના મોટા લત્તામાં કામવગરના અને ભૂખ્યા ફરવાનો પણ તેને પ્રસંગ આવેલો છે.

કેટલાંક વર્ષથી તે સમાજ તથા અર્થશાસ્ત્રને લગતા કામમાં ઘણોજ અગત્યનો ભાગ લે છે. તેનાં પુસ્તકો 'ચૈતન્યપ્રદ પુસ્તકો' તરીકે અમેરિકામાં ગણવામાં આવ્યાં છે.

તેનાં પુસ્તકોની દરેક દેશમાં ચારે બાજુએથી માગણી થાય છે. લોકો સજીવ ધર્મની શોધમાં છે, એ વાતની આ માગણીથી સાબીતી મળે છે. તેનાં પુસ્તકોનાં અનેક ભાષામાં ભાષાંતર થયાં છે.

તેની ભાષામાં ખાસ માધુર્ય રહેલું છે. તે ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વજ્ઞાનના વિચારો ઘણીજ રસમય અને સરળ વાણીમાં પ્રકટ કરી શકે છે. તેનો સંદેશો અભણ તેમજ શિક્ષિત વર્ગ એકસરખી રીતે વાંચી સમજી શકે છે. તેની લોકપ્રિયતાનું મુખ્ય કારણ એ છે કે, તે હૃદયથી અને જાતિઅનુભવથી બોલે છે, તેમજ હૃદયની ભાવનાઓને સારા સ્વાંગમાં બીજાઓ સન્મુખ જણાવવાની તે અનુપમ શક્તિ ધરાવે છે. ('બુકનોટ્સ સપ્લિમેન્ટ'પરથી)



સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયનાં પુસ્તકોનું

# વિગતવાર સૂચિપત્ર

(આની છેવટે સંક્ષિપ્ત સૂચિપત્ર પણ જોડેલું છે.)




અમદાવાદ—સસ્તું સાહિત્ય મુદ્રણાલયમાં ભિક્ષુ—અખંડાનંદના
પ્રબંધથી મુદ્રિત અને પ્રકાશિત.
સં. ૧૯૮૫ ફાગણ માસ.

# સારા ગ્રંથો વાંચવાના મહાન ફાયદા

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્--જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બાજુ જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવનસુધી જરૂર છે." **સ્વામી વિવેકાનંદ**

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો." **મ૦ ગાંધીજી**

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." **સ્વ૦ પઢિયાર**

" મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિસિવાયનું બીજું કોઈ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી બનવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-

સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય-સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે.” બંકિમચંદ્ર

“ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી.” “આર્ડન”

“પુસ્તકોપ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે.”

“ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવાસમાન છે.”

“મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે.”

“લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનારાં મનુષ્યમાં શું તફાવત?”

“સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેનાવિષે અનુમાન થાય છે.”

“એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજીંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે; તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઈ શકે છે.”

“અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ?”

“ખોરાકવિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર છે.”

એક વિદ્વાન ઠીકજ કહે છે કે, “વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ.”

“પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે.”

“એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કેઃ–‘માણસને લુગડાં-લત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે.’ તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાંસુધી લુગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં હતાં. તે વાંચતો ત્યારે ત્યારે ‘હું વધારે સારો થયો છું’ એમ તેને લાગતું.”

“ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે.”

“ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કેઃ–‘અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.’ શું આ માનસવાણી ઓછી કિંમતી છે?”

ઉત્તમ પુસ્તકો જૂજ કિંમતે પૂરાં પાડનારી, ૧૮ વર્ષથી ચાલતી

# विविध ग्रंथमाळा

દરવર્ષે ૧૬૦૦ પૃષ્ઠનાં વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો મૂલ્ય માત્ર ૪) અને પાકાં પૂઠાં સાથે ૫) પોસ્ટેજ માફ

**૧૯૮૪ માં**–સંતવાણી તથા સ્વર્ગનાં પુસ્તકોના અને શુભસંગ્રહ તથા ટુંકી વાર્તાઓના નવા ભાગ, સત્યાગ્રહ અને અસહકાર, ટાગોરકૃત ભારતધર્મ, જેમ્સ એલનનાં પુસ્તકો, ભારતીય નીતિકથાઓ, સ્વામી વિવેકાનંદનો જ્ઞાનયોગ, સુબોધ રત્નાકર, વિજયકૃષ્ણ ગોસ્વામી ચરિત્ર, ભાસ્કરાનંદ ચરિત્ર, સુભાષિત રત્નભાંડાગાર, બુકર ટી. વૉશિંગ્ટનની પુનરાવૃત્તિ, એકાદશ સ્કંધ તથા આર્યધર્મ-નીતિ અને ગુરુ નાનકદેવ ઇ૦ નાં ચરિત્રોની પુનરાવૃત્તિ અને બીજાં પસંદ કરાશે તેમાંનાં પુસ્તકો યથાસંયોગ નીકળશે.

**ખાસ સૂચના**–આ માળાનું વર્ષ કાર્તિકથી શરૂ થાય છે. કોઇ પણ માસમાં ગ્રાહક થવા છતાં પુસ્તકો આખા વર્ષનાં અપાય છે.

## आ माळाना आगलां वर्षोना हजी मळता सॅट

આ દરેક સૅટનું પોસ્ટેજ જૂદું સમજવું

**૧૯૭૯ નાં ત્રણ પુસ્તક**–ટુંકી વાર્તાઓ ભાગ ૭ મો, કાઉન્ટ ટૉલ્સ્ટૉય, સ્વામી વિવેકાનંદનો રાજયોગ. મૂલ્ય ૩ા, પાકાં પૂઠાં ૪ા,

**સંવત ૧૯૮૦ નાં ત્રણ પુસ્તક**–સ્વામી રામતીર્થ ભાગ ૧૦–૧૧, નેપો-લિયન બોનાપાર્ટ, બંકિમકૃત ધર્મતત્ત્વ. મૂલ્ય ૪, પાકાં પૂઠાં ૫)

**સંવત ૧૯૮૧નાં ચાર પુસ્તક**–સ્વામી રામતીર્થ ભાગ ૧૨–૧૩, યોગ-તત્ત્વ, સ્વર્ગનો પ્રકાશ, આદર્શ દષ્ટાંતમાળા–ભા. ૧ લો. મૂલ્ય ૪, પાકાં ૫)

**સંવત ૧૯૮૨નાં ચાર પુસ્તકઃ**–દાનવીર કાર્નેગી, શુભસંગ્રહ ભા. ૨ જો, રામાયણ અને મહાભારતવિષે વિચારો, આદર્શ દષ્ટાંતમાળા–ભાગ ૨ જો. મૂલ્ય ૪) પાકાં પૂઠાં ૫)

**સં. ૧૯૮૩નાં ચાર પુસ્તક**–મુસ્લીમ મહાત્માઓ, શુભસંગ્રહ ભાગ ૩ જો, છોટમની વાણી–ગ્રંથ ૨ જો તથા ભારતના વીરપુરુષો–મૂલ્ય ૪, પાકાં પૂઠાં ૫)

# संपूर्ण महाभारत

**મોટા સાત ભાગમાં, પૃષ્ઠ ૫૦૦૦**

ઉત્તમ ભાષાન્તર, સુંદર ૩૦ ચિત્ર, મજબૂત કાગળ તથા
કદ ૬૫૦×૧૦, પાકાં પૂંઠાં સાથે મૂલ્ય ૩૬)

# श्रीज्ञानेश्वरी भगवद्गीता

**આવૃત્તિ ચોથી, પૃષ્ઠ ૮૦૦, કદ ૫૫૦×૯, મૂલ્ય ૨)**

એમાં ગીતાના શ્લોક, અર્થ, જ્ઞાનેશ્વર મહારાજનું ચમત્કારી ચરિત્ર તથા તેમણે ૬૦૦ વર્ષપર રચેલી ઉત્તમ અને ઉપરા-ઉપરી દૃષ્ટાંતોથી ભરપૂર ટીકા ગુજરાતીમાં અપાઈ છે.

# श्रीशांतिपर्व-महाभारतनुं

**ઉત્તમ ભાષાંતર—નવી આવૃત્તિ**

પૃષ્ઠ ૯૨૦, કદ ૬૫૦×૧૦, મૂલ્ય ૫)

આમાં પિતામહ ભીષ્મ, ભગવાન શ્રીકૃષ્ણ, દેવર્ષિ નારદ તથા અનેક ઋષિમુનિઓના કલ્યાણકારી સંવાદ અને ઉપદેશો છે.

# श्रीमद् भगवती भागवत

**અથવા દેવી ભાગવત**

વેદધર્મસભાવાળું શુદ્ધ ગુજરાતી ભાષાંતર, આવા મોટા અક્ષર
કદ ૬૫૦×૧૦નાં ૮૬૪ પૃષ્ઠ, મૂલ્ય ૪૫,

શ્રીમદ્ ભાગવત અને આ ગ્રંથ એ એમાંથી મુખ્ય પુરાણ કયું અને ઉપપુરાણ કયું, એ બાબતપર સંસ્કૃતમાં એક લંબાણ ઉપોદ્ઘાતદ્વારા ભગવતી ભાગવતનું સમર્થન થયેલું છે, તેનું પણ ભાષાંતર આ ગ્રંથ સાથે અપાયું છે.

# श्रीमद् भागवत भाषांतर

**સાતમી આવૃત્તિ ચાલુ સાલમાં નીકળશે.**

**વેદધર્મસભાનું ઉત્તમ ભાષાંતર, આવડા મોટા અક્ષર, સુંદર ૧૫ ચિત્રો, મજબૂત કાગળ, પાકું પૂઠું, મૂલ્ય ૪)**

## શ્રીવાલ્મીકિ રામાયણ

### ઉત્તમ ભાષાંતર—આવૃત્તિ બીજી

કદ ૬।।।×૧૦, ચિત્ર ૩૨, પૃષ્ઠ ૧૩૪૦, મૂલ્ય ૬)

આમાં રામાયણના ઉત્તમ ભાષાન્તર ઉપરાંત હનુમાન ઇત્યાદિ વાનર હતા કે મનુષ્ય? રાવણને માથાં દશ હતાં કે એક? હનુમાન સમુદ્ર કૂદીને ગયેલા કે તરીને? વગેરે અનેક બાબતોપર નવોજ પ્રકાશ પાડનારા તથા રામાયણનો અદ્દભુત પ્રભાવ અને ઉપકારકતા દર્શાવનારા મહત્ત્વપૂર્ણ લેખો છે.

---

## શ્રી તુલસીકૃત રામાયણ

### ઉત્તમ ટીકા અને ૪૦ ચિત્રો સાથે

મૂળ દોહાચોપાઇ આવા મોટા અક્ષરમાં છે.

ગુજરાતી ટીકા આવડા મોટા અક્ષરમાં છે.

કદ ૬।।।×૧૦, પૃષ્ઠ ૧૪૨૦, મૂલ્ય ૬)

આમાં ઉપલા લેખો ઉપરાંત ક્ષેપક કથાઓ, લવકુશકાંડ, તુલસીદાસ ૯૦ મહાત્માઓનાં ઉત્તમ ચરિત્ર, હનુમાનચાલીસા, અષ્ટક, તિથિપત્ર, શલાકાપ્રશ્ન, રામાયણમાહાત્મ્ય તથા બીજી પણ પુષ્કળ બાબતો છે.

---

## શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ

### મોટા બે ભાગમાં—ત્રીજી આવૃત્તિ

આવા મોટા અક્ષર, વેદધર્મસભાવાળું ઉત્તમ ભાષાંતર,

કદ ૬।।।×૧૦, પૃષ્ઠ ૧૯૦૦, મૂલ્ય ૧૦,

---

## શ્રી ગિરધરકૃત રામાયણ

### આવા મોટા અક્ષરમાં છપાયલી શુદ્ધ આવૃત્તિ

પૃષ્ઠ ૭૮૦, કદ ૫।।।×૯, પાકું પૂઠું, મૂલ્ય ૨।

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ અને મુંબઇ

# શ્રીરામાયણનું મહત્ત્વ

**પ્રીતિ કરૈ રામાયણ માંહીં, તેહિ સમ ભાગ્યવંત કોઉ નાંહીં ॥**

"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." **વિવેકાનંદ**

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે; "તેટલો કોઈ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી "પણ દૂર કરાયો નથી." **બંકિમચંદ્ર**

"કાવ્યનાં બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમાં રામાયણની બરોબરી "કરે તેવો કોઇ પણ ગ્રંથ કોઇ પણ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો "અલૌકિક સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો અન્ય કોઈ પણ પુરુષ જગત- "ભરના ઇતિહાસમાં દૃષ્ટિએ પડતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિના જેવી પ્રતિભા "તથા ઉચ્ચ કલ્પનાવાળો કવિ પણ કોઇ જણાતો નથી. હોમર તથા વર્જીલ "નામના પ્રાચીન કવિઓના "ઇલિયડ" તથા "ઇનીડ" ગ્રંથો અને મિલ્ટન "કવિનો 'પેરેડાઇઝ લૉસ્ટ' પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા "ગ્રંથો કરતાં રામાયણ કેટલી બધી શ્રેષ્ઠ છે ! કદાચ કોઇ કાવ્ય–શક્તિમાં હોમર "વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; બાકી તેઓના કાવ્યનાયકો ઍકિલિસ "વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં અતિશય ઉતરતા "છે. સારાંશ કે, રામાયણમાટે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે "યોગ્યજ છે." **ચિંતામણ વિ. વૈદ્ય**

"હમ રામાયણ કો પઢ કર કુછ કે કુછ બન જાતે હૈં; હમમેં ઉંચે ઉંચે "ખ્યાલ પેદા હો જાતે હૈં; ઔર વહ ગુણ જો મનુષ્ય કી ઉત્કૃષ્ટતા કે ભૂષણ હૈ "સો હમારે સ્હામને આ કર ખડે હો જાતે હૈં. સદાચરણ, પુત્રોં કી ભક્તિ, "પતિવ્રતાધર્મ, પ્રતિકર્તવ્ય, પિતામાતા કા સ્નેહ, વિનય, ધૈર્ય, દયાલુતા–સારાંશ "યહ કિ માનુષી ગુણોં કા કૌનસા મિત્ર હૈ કિ જિસકે યથાર્થ રૂપ કો કવિ ને "અપની જાદૂભરી લેખની સે ઇસમેં નહીં લિખા ?" **મી. ગ્રીફટ**

"રામાયણ કહને કો તો એક મહારાજા કા જીવનચરિત્ર હૈ; પરંતુ વાસ્તવ "મેં યહ સંસાર કે મલોં કો નાશ કરનેવાલા અગ્નિ હૈ; અંધકાર મેં પ્રકાશ હૈ; "સ્ત્રીયોં કા ધર્મ હૈ; પુરુષોં કા પૌરુષ હૈ; બ્રાહ્મણોં કા બ્રહ્મતેજ હૈ; ક્ષત્રિયોં કા "ક્ષાત્રધર્મ હૈ; વૈશ્યોં કા ધન હૈ; શૂદ્રોં કા ધર્મ હૈ; ઔર ગૃહસ્થાશ્રમ મેં પ્રવેશ "કરનેવાલે નરનારિયોં કા [illegible] હૈ. [illegible] કો ધ્યાન મેં રખ કર પુરુષ "યદિ માર્ગ દેખ દેખ ચલે, તો હો નહીં સકતા કિ કિસી સમય વહ જીવનયુદ્ધ મેં "પરાજય પ્રાપ્ત કરે.... જગત કા ઇતિહાસ પઢનેવાલે કહતે હૈં કિ હિંદૂજાતિ "કો વેદોં કે પ્રચાર હટ જાને પર યદિ કિસી રસાયન ને જીવિત રખ્ખા હૈ તો યહ "રામાયણ હી હૈ. ઇસીકે બલ સે હિંદૂ નારિયોં મેં સતીત્વ કા ઔર હિંદૂ નરોં "મેં બલિદાન કરને કા સાહસ રહા હૈ." **સંતરામ શર્મા**

# श्री दासबोध

**નવી આવૃત્તિ–પૃષ્ઠ ૬૨૦, કદ ૫ાાx૮, રૂ ૨ાા**

મહારાષ્ટ્રના જે ચાર મહર્ષિઓના ચાર ઉત્તમ ગ્રંથોને ચાર વેદોની ઉપમા અપાઈ છે, તેમાંના ચોથા વેદરૂપ આ ગ્રંથ છે. આ ગ્રંથમાં તેમનું મોટું ભવ્ય ચિત્ર, ઉત્તમ ચરિત્ર તથા શિવાજી મહારાજને તેમણે આપેલા ખાસ જાણવા જેવા ઉપદેશ ઉપરાંત અન્ય પણ વ્યવહાર તથા પરમાર્થ ઉભયને સધાવનારા ઉત્તમ ઉપદેશો સમાયલા છે. આથી માત્ર જિજ્ઞાસુ કે ભક્તો માટેજ નહિ, પરંતુ સર્વ કોઈ માટે આ ગ્રંથ ખાસ વાંચવા યોગ્ય છે.

# धर्मतत्त्व

**બંગસાહિત્યસમ્રાટ્ બંકિમબાબુએ ભણેલા નવયુવકોને ધર્મનાં ઉંડાં રહસ્ય સમજાવવા સારૂ આ ધર્મગ્રંથ લખેલો હોઇ તેમના ઉત્તમ ચરિત્રસાથે પૃષ્ઠ ૨૪૮, કદ ૫ાાx૮, મૂલ્ય ૦ાા, પાકું ૦ાાા**

# योगतत्त्व

**આમાં**–હઠયોગ, પ્રાણાયામ, કસરત, સ્નાન, હવા, ઓજસ, શરીરરચના, આંતરિક રચના, વિદ્યુત્ શક્તિ, મનોબળ, આત્મિક ઉન્નતિ, અંતર્યામીનો અવાજ, ઈ૦ હકીકતો સમજાવેલી હોઇ કદ ૫ાાx૮, પૃષ્ઠ ૩૮૪, મૂલ્ય ૧) પાકુંપૂઠું ૧ા

# महाभारतविषे विचार

૬ાાાx૧૦ નાં પૃષ્ઠ ૩૨૮, પાકાં પૂઠાં સાથે ૧ાા

આ પુસ્તકમાં મહાભારતવિષે વિદ્વાનોના મનનીય વિચારો તથા પંડિત સાતવળેકરજીની **મહાભારતની સમાલોચનાનો** અનુવાદ આપેલો છે.

# रामायणविषे विचार

૬ાાાx૧૦નાં પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય ૦ાા=

ઉપલા પુસ્તકની પેઠે આમાં પણ અનેક વિદ્વાનોના રામાયણ વગેરેને લગતા મનનીય વિચારો સમાયલા છે.

નીચલા સંતવાણીના ગ્રંથોમાં આવા મોટા અક્ષર છે.

# શ્રીછોટમની વાણી

**ગ્રંથ પહેલો** { આમાં ઉત્તમ ૩૪૭ કીર્તન, ઘોળ, છપ્પા વગેરે છે. પૃષ્ઠ ૨૬૦, રૂ. ૧)

**ગ્રંથ બીજો** { આમાં બોધદાયક અનેક આખ્યાન વગેરે છે. પૃષ્ઠ ૪૦૦, રૂા. ૧ા।

**ગ્રંથ ત્રીજો** { આમાં જ્ઞાનકક્કો, છાંદોગ્યસાર, ભક્તિભાસ્કર, ભક્તિ-કલ્પતરુ, અક્ષરબાવની, સાંખ્યસાર, શિવજીનાં કીર્તન ઇત્યાદિ છે. પૃષ્ઠ ૨૭૦ મૂલ્ય ૧)

# શ્રીપ્રીતમદાસની વાણી

પ્રીતમદાસનું ઉત્તમ વૃત્તાંત, રસિક અને બોધદાયક ભજન, ઘોળ, ગરબા, ગરબી, સાખી, છપ્પા, કક્કા, મહિના, તિથિઓ અને વાર વગેરેના આ ઉત્તમ સંગ્રહમાં: તેમની ભગવદ્ગીતા પણ છે.
૫×૯ નાં પૃષ્ઠ ૪૨૦, મૂલ્ય ૧ા, પાકું ૧ાા.

# શ્રીઅખાની વાણી

પુષ્કળ ઉમેરા સાથે બીજી આવૃત્તિ.
પૃષ્ઠ ૫૦૦, કદ ૫ાા×૮, મૂલ્ય ૧ાા

# શ્રીભજનસાગર

કદ ૫×૬ાાા, પૃષ્ઠ ૨૩૦, સાદું પૂઠું ૦ાૹ પાકું ૦ાાૡ

# શુભસંગ્રહ—જુદા જુદા ભાગોમાં

**ભાગ પહેલો** { આમાં ઘરગતુ દવાઓ અને ઉપયોગી સૂચનાઓ ૪૦૯૬ બાબતો છે. ચોથી આવૃત્તિ, પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય ૦ા, પાંચ પ્રતનો રૂ. ૧)

**ભાગ બીજો** { આમાં વિવિધ વિષયના સેંકડો ઉપયોગી લેખ હોઇ કદ ૬ાાા×૧૦, પૃષ્ઠ ૫૮૪, મૂલ્ય ૨ાા

**ભાગ ત્રીજો** { આમાં પણ વિવિધ વિષયના સેંકડો ઉત્તમ લેખો હોઇ કદ ૬ાાા×૧૦, પૃષ્ઠ ૪૩૨, મૂલ્ય ૧ાા

**ભાગ ચોથો** { આમાં વિવિધ વિષયના લેખો આવેલા છે. કદ ૬ાાા×૧૦, પૃષ્ઠ ૩૬૮ મૂલ્ય ૧ા

એક અસામાન્ય મહાત્માનો જ્ઞાનભક્તિમય દૃષ્ટાંતોથી ભરપૂર ઉપદેશ

# શ્રીરામકૃષ્ણકથામૃત

## भाग १–२ भेगा,–आवृत्ति बीजी

**કદ ૫ાા×૮, પૃષ્ઠ ૬૫૦, મૂલ્ય ૨ાા**

સ્વામીશ્રી વિવેકાનંદજીના જગપ્રસિદ્ધ ગુરુદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા અદ્દ્ભુત પુરુષની જૂદા જૂદા જિજ્ઞાસુઓ તથા વિદ્વાનો સાથેની અતિસરળ અને બોધપ્રદ વાતચીતો, તે દરમિયાન અપાયલાં સચોટ દૃષ્ટાંતો, ગવાયલાં અસરકારક ભજનો તથા વખતો વખત તેમને થઈ આવેલી ભાવસમાધિઓનું આબેહુબ વર્ણન આ ગ્રંથમાં છે. પોતાની સહી પણ ન કરી જાણવા છતાં જીવન્મુક્ત દશાને પ્રાપ્ત થયેલા આ પરમપૂજ્ય મહાત્માનાં કથનોમાં જે ઉપદેશામૃત, મીઠાશ અને અસર રહેલાં છે, તે વાંચવાથીજ સમજાય તેમ છે.

**આમાંની થોડીક બાબતોનાં નામ:**–પુસ્તકોવિના પણ જ્ઞાન થઈ શકે? પ્રતિમાપૂજન કેવી ભાવનાથી કરવું જોઇયે? શું કરીએ તો ઇશ્વરમાં ચિત્ત પરોવાય? વિષયી લોકો નિંદા–મશ્કરી કરે ત્યારે શું કરવું? દુષ્ટ લોક ઇજા કરવા આવે તો શું કરવું? ચાર પ્રકારના જીવ. સંસારી માટે મુક્તિનો ઉપાય. શ્રદ્ધાનું માહાત્મ્ય. સત્સંગનું વ્યસન. ત્રિગુણાત્મક પ્રકૃતિ પ્રમાણે ત્રિગુણાત્મક ભક્તિ. શરીરત્યાગ કે આત્મહત્યા? સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિ. નિષ્કામ કર્મ અને કર્મત્યાગ. ભગવત્સેવા અને કુટુંબસેવા. ત્રણ જાતના આચાર્ય. ખ્રિસ્તીધર્મ અને પાપનો સિદ્ધાંત. જ્ઞાનોન્માદ અને જીવન્મુક્ત. અમલદારી અને અહંકાર. ત્યાગની પરાકાષ્ઠા અને સાચો સંન્યાસ. અનંતનું દર્શન. ઈશ્વરપ્રાપ્તિ અને દુનિયાદારી. કાચો અહંકાર અને પાકો અહંકાર. સાચી ભક્તિ અને દેખાડવાની ભક્તિ. ખરો દરિદ્રી કોણ? હરિશ્ચંદ્રની કથા અને ભાવસમાધ. ગુરુકૃપા અને અભયદાન. સંસારનું રામબાણ ઔષધ. ગૌરાંગ-પ્રભુનું દર્શન. મહાન ભક્ત જયમલનું ચરિત્ર. જનક ને શુકદેવ. પ્રારબ્ધ અને વામાચાર. જટિલ છોકરાની વાત. અનાહત શબ્દ. સિદ્ધિ અને અહં-કાર. નાટકશાળામાં સમાધિ. શ્રીગૌરાંગનો પ્રેમોન્માદ. સર્વપર પ્રેમ શી રીતે રાખવો? માતાના પ્રેમની વાતો. સાધકે સ્ત્રી પ્રતિ કેમ વર્તવું? દેવી ચૌધુ-રાણીની વાત. ઈશ્વરપ્રાપ્તિ એજ ખરી ચાતુરી. પૈસાનો, ઐશ્વર્યનો અને સિદ્ધિનો ઉપયોગ. કર્મબંધનનું અમોઘ ઔષધ. ખરો વૈષ્ણવ કોણ? પ્રભુને જાણો એટલે બધું જણાઇ રહેશે. જુવાનીમાંજ ત્યાગવૈરાગ્યની જરૂર. સંસારી અને પ્રભુપ્રેમી વચ્ચેનો ભેદ. સાધના અને સાક્ષાત્કારવિષે ગુહ્ય વાતચીત. પરમહંસ-દેવના અદ્દ્ભુત અનુભવ. ઈશ્વરને ઓળખ્યા પછીજ સંસારમાં પ્રવેશ કરો. ઈશ્વરી આનંદ અને સંસારસુખ વચ્ચેનો તફાવત.

[જ્ઞાન, યુક્તિ અને અનુભવનાં પુષ્કળ દૃષ્ટાંતોપૂર્વક ઋષિ-મુનિઓના ઉત્તમ સિદ્ધાંતોને સચોટ રીતે સમજાવી માનવહૃદયને અપૂર્વ જ્ઞાન, ઉત્સાહ અને મનોબળથી ભરપૂર બનાવી મૂકનાર તથા અનેક મનુષ્યોનાં જીવન પલટાવી નાખનાર અપૂર્વ ગ્રંથ

# स्वामी रामतीर्थना सदुपदेश

## ग्रंथ १ लो—भाग १ थी ५

કદ પા॥×૮, પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય ૨)

આમાંના કેટલાક વિષયોનાં નામઃ—આત્મકૃપા, બ્રહ્મચર્ય, નગદધર્મ, ભારતનો ભવિષ્યકાળ, હિંદની જરૂરીઆતો, યજ્ઞનું રહસ્ય, રાષ્ટ્રીય ધર્મ, ઉત્કર્ષનું રહસ્ય, પાપનું નિદાન, આપણું સત્ય સ્વરૂપ, ધર્મનું લક્ષ્યબિંદુ, માનસિક શક્તિઓ, સ્વર્ગનું રાજ્ય, પવિત્ર પ્રણવ, હૃદયસ્થ હરિ, સાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ અને પુરુષાર્થ, સર્વ ધર્મનું સમાધાન. ઇ૦ ઇ૦

## ग्रंथ २ जो—भाग ६ थी ९

કદ પા॥×૮॥, પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય ૨॥

આમાંના કેટલાક વિષયો—સર્વ ઇચ્છા પૂર્ણ કરવાનો માર્ગ, વિજયી આધ્યાત્મિક શક્તિ, હઝરત મૂસાનો દંડ, જગત ક્યારે અને શા માટે? કુટુંબ શી રીતે સુખી કરવાં? દુઃખમાંથી ઈશ્વરમાં, રામનો સંદેશ, આર્યાવર્તની પ્રાચીન દિવ્ય દૃષ્ટિ, જગતપર હિંદનું ઋણ, હિમાલયનાં દૃશ્યો, સ્વામીશ્રીના પત્રો ઇ૦ ઇ૦

## ग्रंथ ३ जा—भाग १० अने ११

કદ પા॥×૮, પૃષ્ઠ ૫૨૮, મૂલ્ય ૨॥

આમાંના કેટલાક વિષયોઃ—રામપરિચય, આનંદ, જીવતો કોણ છે? લોકોને વેદાંત કેમ નથી ગમતું? ઉન્નતિનો માર્ગ, અદ્વૈત, પત્રમંજૂષા, સુલેહ કે જંગ?—ગંગાતરંગ, સુધારણા, વિદેશના અનુભવ, પહાડી દૃશ્યો. ઇ૦ ઇ૦

## ग्रंथ ४ थो— भाग १२ अने १३

કદ પા॥×૮॥, ૬૪૦, મૂલ્ય ૨)

આ ગ્રંથમાં સ્વામી રામતીર્થજીના વિસ્તૃત અને અસરકારક ચરિત્ર ઉપરાંત બોધપ્રદ ૧૫ લેખો અને ભાષણો છે.

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઇ—૨**

# स्वामी विवेकानंदना सदुपदेश

## ग्रंथ १ लो–भाग १, २, ३.

પાા×૮નાં પૃષ્ઠ ૫૭૫, મૂલ્ય રૂ. ૨ા

આમાંના કેટલાક વિષયો:–ધર્મ એટલે શું? તત્ત્વજ્ઞાનનાં પગથિયાં. અનુભવનો માર્ગ. અમેરિકાની સર્વધર્મપરિષદ્‌માં વ્યાખ્યાન. અનેક માનપત્રો અને તેના બોધપ્રદ ઉત્તરો. ભારતની જડતાનું કારણ–આત્માપ્રતિ અવિશ્વાસ. તમારામાં અનંત સામર્થ્ય છે. મહાભારતના કૃષ્ણની પૂજા. પ્રાચીન સભ્યતાની વિશેષતા. ધાર્મિક ઉત્સવોની આવશ્યકતા. સ્ત્રીકેળવણીની રૂપરેખા. સંઘશક્તિ એજ મહાશક્તિ. સંકલ્પસિદ્ધ ઋષિઓનું સામર્થ્ય. અવતારી પુરુષોના અનુભવ. સેવાધર્મની ઉત્તમતા. ભોગ અને યોગ સાથે બને નહિ. સંન્યાસનો મહિમા અને કર્તવ્ય. અમેરિકાની વિજયકથા. સૂક્ષ્મ મનનું સામર્થ્ય. પાદરીઓનો ઉપદ્રવ. પ્રેતયોનિનું અસ્તિત્વ. એક પ્રેતાત્માનો ઉદ્ધાર. શક્તિ ખીલવવાનો માર્ગ. ઈશ્વરના કૃપાપાત્ર કેમ બનાય? મનને વશ કરવાનો માર્ગ.

## ग्रंथ २ जो–भाग ४ थो अने ५ मो

ઇંચ પાા×૮નાં પૃષ્ઠ ૬૦૦, મૂલ્ય રૂ. ૨ા

આમાંના કેટલાક વિષયો:—વેદાન્તનું મહાન કાર્ય. મારા યુદ્ધની વ્યૂહરચના. ભરતખંડના મહાન પુરુષો. ભરતખંડનું ભવિષ્ય. હિંદુધર્મનાં સામાન્ય મૂળતત્ત્વો. સંન્યાસનો આદર્શ અને તેનું વ્યાવહારિક સ્વરૂપ હું શું શીખ્યો છું? વર્તમાન હિંદના મહાન્ પ્રશ્નનું નિરાકરણ. પૌહારી બાબાનું વૃત્તાન્ત. પરોપકાર કર્મબંધનને તોડી શકે છે. પરોપકાર પોતાના કલ્યાણમાટેજ કરવાનો છે. કર્મયોગનો આદર્શ.

## भाग छट्ठो तथा सातमो

૫×૬ાાનાં પૃષ્ઠ ૪૨૦, મૂલ્ય રૂ. ૧)

આ ગ્રંથમાં સ્વામીજીના પત્રો, મુલાકાતો, સંવાદો ઈત્યાદિરૂપે અનેક બોધપ્રદ વિષયો સમાયલા છે. જેમકે:–બાળકમાં જન્મથી ખોડ કોના પાપથી આવે છે? મૃત્યુ પછીની દશા. બાળલગ્નનિષેધ. દુષ્કાળોનો ગહન સવાલ. સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ. દરેક જણ વિવેકાનંદ થઈ શકે. બ્રહ્મચર્ય એજ બળની ચાવી. પૂર્વજન્મોનું જ્ઞાન. ગુરુકુળની પ્રાચીન પ્રથા. રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય. સત્યકામની વાર્તા. ત્યાગીઓના હાથતળેનું શિક્ષણ. પાઠ્ય પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં? જાપાનની મહત્તાનું રહસ્ય. અધિકારીવાદના અનર્થો.

## भाग आठमो

૫×૬॥ાનાં પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય રૂ. ૨)

આમાંના થોડા વિષયો:-પૂર્વ અને પશ્ચિમ. ભક્તિયોગ. મૂર્તિપૂજા. વૈદિક ધર્મના આદર્શો. થિયોસોફીવિષે વિચારો. જડભરતની વાર્તા. જગતના મહાન આચાર્યો.

## भाग ९ मो-संपूर्ण जीवनचरित्र

૫×૬॥ાનાં પૃષ્ઠ ૭૪૦, રૂ. ૨॥

અનેક ગ્રંથોને આધારે લખાયલા આ ચરિત્રમાં સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાઇ જાય છે. કેટલીક બાબતોનાં નામ:- કુલવૃત્તાંત. બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા. આવી પડેલી વિપત્તિઓ. જાગૃત થયેલી સત્યની જિજ્ઞાસા. શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ. સાધક દશા. નિર્વિકલ્પ સમાધિ. હિમાલયમાં અને દેશના જૂદા જૂદા ભાગોમાં પ્રવાસી સાધુતરીકેનું જીવન. અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ. સર્વ ધર્મપરિષદના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્‌ભુત ઉપદેશક. બેલુર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના. ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ. મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમાં તેમની સેવાઓ. અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના. ફરીથી અમેરિકા જવું. બેલૂર મઠમાં જીવન. મહાસમાધિ. ઉપસંહાર.

## भाग १० मो-राजयोग

ઇંચ ૫×૬॥ાનાં પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય ૧।

આમાં સ્વામીજીનાં રાજયોગ ઉપરનાં આઠ મહત્ત્વપૂર્ણ ભાષણો ઉપરાંત યોગદર્શનનાં તમામ મૂળ સૂત્રો તેના અર્થ તેમજ વિવેચન સાથે આપેલાં છે, જેમાં યોગશાસ્ત્રને લગતાં અનેક રહસ્ય તથા ખુલાસા આવી જાય છે.

## भाग ११ तथा १२

આ ભાગો હવે પછી વિવિધ ગ્રંથમાળાદ્વારા નીકળશે અને તેમાં સ્વામી વિવેકાનંદજીનો જ્ઞાનયોગ તથા બીજા બાકી રહેલા વિષયો આવશે.

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ અને મુંબઇ નં. ૨

# શ્રીમદ્ભગવદ્ગીતાઓ

## મધ્યમ અક્ષરમાં ગુજરાતી સરલાર્થ સાથે

એમાં શ્લોકના અક્ષર આવા છે.

તથા ટીકાના અક્ષર આ લીટી પ્રમાણે છે. કદ ૩॥×૫॥,
પૃષ્ઠ ૨૫૬, મૂલ્ય-સાદુ પૂઠું ૦)=, પાકું ૦)≋, શણીયું ૦।

## મોટા અક્ષરમાં ગુજરાતી સરલાર્થ સાથે

एमां श्लोकना अक्षर आवा छे.

અને ટીકાના અક્ષર આ પ્રમાણે છે.

કદ ૫×૬॥ પૃષ્ઠ ૨૫૬ પાકા પૂઠા સાથે ૦।=, રેશમી પૂઠું ૦॥

## મૂલમૂલ ભગવદ્ગીતાઓ

| પ્રકાર | કદ | પૃષ્ઠ | પાકું પૂઠું | સાદુ |
|---|---|---|---|---|
| મધ્યમ અક્ષરમાં | ૩॥×૫॥.... | ૧૮૫.... | ૦।.... | ૦)≋ |
| મોટા અક્ષરમાં | ૫×૬॥.... | ૨૨૦.... | ૦॥.... | ૦।= |

## મૂલમૂલ પંચરત્ન ગીતાઓ

| | | | |
|---|---|---|---|
| નાના અક્ષરમાં ગુટકો | ....૨૦૦.... | ૦।.... | ૦)≋ |
| મધ્યમ અક્ષરમાં ગુટકો | ....૩૨૫.... | ૦।=.... | ૦। |
| મોટા અક્ષરમાં પુસ્તક | ....૩૭૫.... | ૦॥।.... | ૦॥ |

# चित्रावलिओ अने चित्रो

શ્રીરામાયણ ચિત્રાવલિ-ચિત્રો ૩૬, કદ ૬॥×૧૦ મૂલ્ય ૧)
શ્રીમહાભારતચિત્રાવલિ- " ૩૦, " " મૂલ્ય ૧)
શ્રીકૃષ્ણમુરારીનું ત્રિરંગી ચિત્ર કદ ૧૪×૨૨, મૂલ્ય ૦।-
શ્રીદ્રૌપદીવસ્ત્રાહરણ " " " " "
ઉપલું દરેક મોટું ચિત્ર નીચે ઉપર પતરાની પટી સાથે ૦।=

# ગીતાવિષે જાણવા જેવા વિચારો

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥**

**ભાવાર્થઃ**—સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતાશાસ્ત્રને ગાવા જેવું (પરમપદદાયક) કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાનું શું પ્રયોજન છે! "મહર્ષિ વ્યાસ"

**ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કેઃ—"હે અર્જુન! આપણા આ ધર્મમય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાનયજ્ઞથી મારૂં-પરમાત્માનું પૂજન કર્યું છે એમ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કેઃ—"ભગવદ્‌ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે; એટલુંજ નહિ પણ તે મૂર્તિમાન વેદરૂપ હોઇને ઔદાર્યમાં તો વેદથી પણ વધારે છે." × × × "જે કોઇ ગીતાગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું." × × "ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો છૂટાં પડેલાં ભટકે છે; તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે."

**મહાત્મા બંકિમબાબુ** કહે છે કેઃ—"ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવાનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ, ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે, કે જેવું બીજા કોઇ પણ ગ્રંથમાં સામંજસ્ય નથી!" × × "આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે. આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઈ પણ દેશમાં ને કોઇ પણ કાળે કોઇએ કરી હોય એમ જણાતું નથી." × × × × "આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી."

**મહાત્મા થૉરોઃ**—"પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. * * ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજીસુધી લખાયો નથી. * * ગીતાની સાથે સરખાવતાં જગતનું હાલનું બીજું બધુંજ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઇ કોઇ વાર તો એવોજ વિચાર થઇ આવે છે કે, આ તત્ત્વજ્ઞાન કોઇ જૂદાજ યુગમાં લખાયલું હોવું જોઇએ. * * હું રોજપ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

**એમર્સન**—અમેરિકાનો આ સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર ગીતાનું પુસ્તક હમેશાં પોતાની નજર સામે રાખતો. કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા માનવજાતિના અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે એમાંનો "**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि**" એ શ્લોક વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઇ જતું;

હૃદય નાચી ઉઠતું અને કલાકોના કલાકોસુધી આનંદાશ્રુ વહાવતો! પોતાના ગીતા પુસ્તકને તે ઇષ્ટદેવની મૂર્તિ સમાન ગણતો.

**લોકમાન્ય તિલક મહારાજ**–"ગીતારહસ્ય"માં લખે છે કે **"સમસ્ત સંસારના સાહિત્યમાં ગીતાના જેવો કોઇ પણ ગ્રંથ નથી."** એ ઉપરાંત બૌદ્ધોનો ત્રિપિટક અને ધમ્મપદ તથા ખ્રિસ્તીઓના બાઇબલ સાથે પણ ગીતાની તુલના કરીને તેમણે એજ નિષ્કર્ષ કાઢયો છે કે "દુ:ખી આત્માને શાંતિ આપનાર, આધ્યાત્મિક પૂર્ણદશાની ઓળખાણ આપનાર અને ટુંકામાં ચરાચર જગતનાં ગૂઢ તત્ત્વોને સમજાવી દેનારો ગીતાના જેવો કોઇ પણ ગ્રંથ સમસ્ત વિશ્વની કોઇ પણ ભાષામાં નથી."

"વર્ણનો, આશ્રમનો, જ્ઞાતિનો, દેશનો, સ્ત્રીનો કે શૂદ્રાદિનો ભેદ ન રાખતાં સર્વ કોઈ માટે એકસરખી સદ્દગતિ સમજાવનાર ઇતર અને ધર્મ પ્રત્યે સહિષ્ણુતા દર્શાવનાર એવી જે જ્ઞાન, ભક્તિ અને કર્મયુક્ત ગીતા, એ તો સનાતન વૈદિક ધર્મરૂપી વિશાળ વૃક્ષનું એક અત્યંત મધુર અને અમૃતપદને પમાડનારૂં અમર ફળ છે."

"આ ગીતાધર્મમાં વૈદિક ધર્મનો જે સમગ્ર સાર સમાયલો છે, તે સારભૂત નિત્યધર્મને જાણીને કેવળ કર્તવ્યતરીકેજ સર્વ ભૂતહિતાર્થે પ્રબળ પ્રયત્નો કરીને વિજયો મેળવનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારત ભૂમિને અલંકૃત કરતા હતા, ત્યારે આ દેશ ઇશ્વરકૃપાને પાત્ર થઇ જ્ઞાનને અનુસરતા ચારિત્ર્ય ઉપરાંત ઐશ્વર્યને પણ શિખરે પહોંચી ચૂકયો હતો; અને જ્યારથી એ બંને લોકમાંથી તારનારો તથા પરમ શ્રેયસ્કર એવો પૂર્વતર ધર્મ છૂટતો ચાલ્યો ત્યારથીજ ભારતવાસીઓની દુર્દશા શરૂ થઇ છે."

"હિંદુધર્મ અને નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વ જેણે જાણવાં હોય તેણે આ અપૂર્વ ગ્રંથનું અવશ્ય અને પ્રથમ અધ્યયન કરવું જોઇએ. કારણ કે યોગ, સાંખ્ય, ન્યાય, મીમાંસા, ઉપનિષદો, વેદાન્ત વગેરેના રૂપમાં ક્ષરાક્ષર સૃષ્ટિનો તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના જ્ઞાનનો વિચાર કરનારાં પ્રાચીન શાસ્ત્રો યથાશકય પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયું; અને જે સ્વરૂપ હાલના પ્રચલિત વૈદિક ધર્મના મૂળરૂપ છે; તેજ સ્વરૂપ આ ભગવદ્દગીતામાં પ્રતિપાદન કરેલું છે; અને તેથીજ કહી શકાય કે, **હિંદુધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં અને નિ:સંદેહ રીતે સમજાવી શકે એવો ગીતાના જેવો બીજો કોઇ પણ ગ્રંથ સંસ્કૃત વાઙ્મયમાં નથી."**

**ચીની અનુવાદક**–ચીનનો આ અનુવાદક શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો આસક્ત હતો કે તે દરરોજ ત્રણચાર વાર પ્રેમરુદન કરતો. ચીનાઓએ તો એનુંજ નામ "કિષનજી" (કૃષ્ણજી) પાડયું હતું; અને અત્યારે તો ત્યાં એનું મૂળ નામ કોઇ પણ જાણતું નથી.

**મ૦ ગાંધી**–"એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી."

**વૉરન હેસ્ટિંગ્સ**–"કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે."

સ્વ૦ અ૦ સું૦ પઢિયારકૃત ભક્તિજ્ઞાનના સેંકડો દાખલાઓથી ભરપૂર

# સ્વર્ગનાં પુસ્તકો

## સ્વર્ગનું વિમાન { ચોથી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૩૮૦, મૂલ્ય ૧।=

'સ્વર્ગ' એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિ; એને માટે તો "વિમાન"જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટુંકા ટુંકા બોધદાયક અને રમુજી ૩૨૫ દાખલાઓ છે; તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મ તથા પ્રભુને જાણવાની ઇચ્છા જાગે છે.

## સ્વર્ગની કુંચી { ચોથી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૩૭૫, મૂલ્ય ૧।=

'વિમાન'માં બેસીને તો સ્વર્ગના બારણાસુધીજ પહોંચી શકાય, પણ પછી અંદર જવા માટે સ્વર્ગનાં બારણાં ઉઘડે તેવી કુંચી પણ જોઇએ; તેથી ભક્તિમાર્ગની બીજી ચોપડીતરીકે 'સ્વર્ગની કુંચી' કાઢવામાં આવી છે. પ્રભુને જાણવાની તેમજ ધર્મનું પાલન કરવાની ઇચ્છા પૂરી પડે તેટલામાટે આ પુસ્તકમાં ઇશ્વરનો મહિમા, ભગવદ્દઇચ્છાને આધીન થવાની ખુબી, ધર્મપાલનના લાભ, પ્રભુસ્મરણનો આનંદ, પ્રભુપ્રેમનું બળ, સત્સંગની બલિહારી, આચરણ સુધારવાની જરૂર વગેરે અનેક બાબતો સારી રીતે સમજાવનારા ૨૧૦ સચોટ દાખલાઓ, અનેક ભજનો અને વિવિધ પ્રકારની પ્રાર્થનાઓનો સમાવેશ છે.

## સ્વર્ગનો ખજાનો { ત્રીજી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૩૫૦, મૂલ્ય ૧।=

'કુંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ 'સ્વર્ગનો ખજાનો' રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ઇશ્વરનું સ્વરૂપ, મનને વશ કરવાના, જીંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તોનો તરફડાટ, ભક્તિનું સ્વરૂપ, સત્સંગનો લાભ, ઇશ્વરાર્પણ કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા? સાચો પરમાર્થ કેવી રીતે થઈ શકે? આચરણો કેમ સુધરે? એ વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ તથા જૂદા જૂદા ભક્તમહાત્માઓનાં ભજન, પદ વગેરે આપેલાં છે.

## સ્વર્ગનો પ્રકાશ { પહેલી આવૃત્તિ, કદ ૫×૯, પૃષ્ઠ ૩૪૮, મૂલ્ય ૧।=

આમાં આવેલા વિષયો:-ઇશ્વરી આનંદ, શ્રદ્ધા અથવા વિશ્વાસ, ઇશ્વરીજ્ઞાન અને પરમાત્મદર્શન, મનોબળ, ભક્તિનો મહિમા, સત્સંગ, ખરા ભગતો, આંતરશુદ્ધિ, અધુરાપણું, ધર્મ અને તેની સાધના, સુખી થવાનો સહેલો ઉપાય, ગુરુની જરૂર, જ્ઞાની-અજ્ઞાની વચ્ચે ભેદ, દુઃખવિષે જાણવા લાયક વાતો વગેરે.

